શ્રી ભક્તિમાર્ગીય સસ્તી ગ્રંથમાળા મણકો ૨૫ મો.

ધાર્મિક અને સામાજીક

# લગ્નગીત સાગર.





લેખક અને પ્રકાશક,
દીનકિંકર
શ્રીદેવકીનંદનનિવાસચાલ
રાયપુરા—અમદાવાદ.

श्री भक्तिमार्गीय सस्ता ग्रंथमाळा मणुको १५ मो.

॥ श्रीगोकुलेन्दुर्जयति ॥

धार्मिक अने सामाजिक

# लग्नगीत सागर.

लेखक अने प्रकाशक:

दीनकिंकर,

श्रीदेवकीनंदननिवासचाल

पो. रेल्वेपुरा—अमदवाद.

श्रीवल्लभाब्द ४४९. संवत १९८३.

आवृत्ति १ ली. प्रत २२५०.

श्री गुजरात प्रीन्टींग प्रेसमां शा. सोमालाल मंगळदासे छाप्युं
ठे. पांचकुवा, चार रस्ता—अमदावाद.

न्योंछावर ग्राहको माटे ०—१२—०.

छुटक रु. १—०—०.

॥ શ્રીકૃષ્ણાય નમઃ ॥

# થોડું પણ કંઈક કહ્યા વિના કેમ ગમે?

---

શ્રીભગવાન અલૌકિક છે, શ્રીભગવાન સર્વાંગે અલૌકિક હોવાથી એ શ્રીઅંગમાંથી ઉત્પન્ન થએલી ભક્તિમાન સૃષ્ટિ પણ અલૌકિક છે, ભક્તિમાન સૃષ્ટિ પ્રભુનાં અંગ છે, તો જેમ પ્રભુનાં શ્રીઅંગથી થતું દરેક કાર્ય અલૌકિક છે, તેમ ભક્તિમાન સૃષ્ટિનાં પણ દરેક કાર્ય અલૌકિક હોવાં જોઇએ, અને એ ન્યાયે પુષ્ટિભક્તનો સર્વ પ્રકારનો ઘર વ્યવહાર પણ અલૌકિક હોવો જોઇએ. આખા પુષ્ટિમાર્ગીય ગૃહ વ્યવહારની રચનાજ અલૌકિક છે, તેથી જેમ કોઇ માણસનું કોઈ પણ અંગ કંઈ પણ કાર્ય કરે તો તેનું ફળ તેના શરીરને પ્રાપ્ત થાય છે, તેમ પ્રભુના શ્રીઅંગ સ્વરૂપ પુષ્ટિસૃષ્ટિનું દરેક કાર્ય પ્રભુને પ્રાપ્ત થાય છે, તેથીજ શ્રીમહાપ્રભુજીએ પુષ્ટિપ્રવાહ અને મર્યાદાભેદ ગ્રંથમાં પુષ્ટિસૃષ્ટિ સેવાને માટે છે, એમ કહ્યું છે.

આ પ્રમાણે હોવાથી શરીરના સંબંધે જે કાર્યો પાપ ગણાતાં હતાં, તે પ્રભુના સંબંધે પુણ્ય ગણાયાં, આજ મોટું ભિન્નત્વ ભક્તિમાર્ગમાં છે. લૌકિક ધર્મમાં પાંચ પ્રકારનાં સ્રીને પાપ નિત્ય ગણાવ્યાં છે; પણ એજ કાર્ય ભાગવત ધર્મમાં ભક્તિ કે સેવા ગણાઇ, કારણ કે સંબંધનું ભિન્નત્વ છે. ઘંટી, ખાંડણી, પાણીઆરૂ, ચુલો અને બુહારી કે સાવરણી એ પાંચ વસ્તુઓ સ્રીઓને પાપનાં સ્થાન લૌકિકમાં ગણાય છે, ત્યારે ભક્તિમાર્ગમાં એથી ઉલટું છે. ઘંટીની સેવા મોટી ગણાય છે, રાજા અંબરીષ પણ પ્રભુને માટે ચુન (લોટ) જોઇએ, જાતે દળતા. આજે પણ મંદિરોમાં ઘંટીની સેવા મોટી ગણાય

છે, અને જે ઘંટી પાપનું સ્થાન ગણાતી હતી, તે ઉલટી ભક્તિ ગ્રુપરૂપ બની, ખાંડણી પણ પાપનું સ્થાન ગણાતું હતું, તે ભક્તિ-માર્ગમાં પ્રભુની સામગ્રી તૈયાર કરે છે, માટે ભક્તિ યજ્ઞમાં મદદનીશ હોઇ પુણ્ય કાર્ય થયું. પાણીયારૂં પણ પાપનું સ્થાન ગણાતું હતું, પણ ભક્તિમાર્ગની દૃષ્ટિએ તો જ્યાં જ્યાં સ્વરૂપમાં શ્રીયમુનાજી બિરાજે, ત્યાં પુણ્ય સ્થાનજ છે, પાપનો સંબંધ હોઈ શકેજ નહિ. સેવોપયોગી જળ બિરાજે, ત્યાં પાપને સ્થાન કેવું? ચુલો પણ લૌકિકમાં પાપરૂપ ગણાય છે, જ્યારે પ્રભુને માટેની સામગ્રી તૈયાર કરનાર તરીકે પુણ્ય સ્થળ બની જાય છે. બુહારીની બાબતમાં પણ એમજ છે. જે બુહારી કામ લૌકિક દૃષ્ટિએ તદન હલકું ગણાય છે, તે ભક્તિમાર્ગની દૃષ્ટિએ મહા મોટું ગણાય છે. આમ શ્રીમહાપ્રભુ-જીએ પ્રકટ થઇ લૌકિક સંબંધથી થતાં જે કાર્ય પાપમય ગણાતાં હતાં, તેને પ્રભુના સંબંધ પૂર્વક અલૌકિક બનાવી દીધાં. આમજ આખા ગૃહસંસારનું સમજવું. જે સંસાર અહંતા મમતાને લઇને નર્કનું સ્થાન ગણાતો, તે સંસારને પ્રભુનો સંબંધ બ્રહ્મસંબંધદ્વારા કરાવીને ભક્તિમય એટલે પુણ્યરૂપ બનાવી દીધો. સંસાર સોમલ વિષ ગણાતો, તેને શ્રીમહાપ્રભુજી સ્વરૂપ અગ્નિનો બ્રહ્મસંબંધદ્વારા સંબંધ થયો, એટલે તેનું અહંતા મમતાત્મક વિષ બળીને નાશ પામ્યું, અને ઉલટો અમૃતના સંબંધવાળો થયો. રોગ મટાડનાર દવા તરીકે ઉપયોગી થયો. આજ આ ભક્તિમાર્ગમાં મોટો ચમત્કાર છે.

ઉપરના સ્પષ્ટાકરણથી સમજાયું હશે છતાં હવે મૂળપર આવીએ, કે એજ પ્રમાણે લૌકિક દૃષ્ટિમાં કે માયાવી દૃષ્ટિમાં સ્ત્રીઓ નર્કની ખાણ ગણાતી, તે પ્રભુ સેવામાં મદદનીશ તરીકે ઉત્તમ ગુણોને લઇને ઉલટી પુરુષના પણ આત્મકલ્યાણમાં મદદનીશ ગણાઇ, અને તે એટલે

સુધ્ધાં કે પુરુષને પણ ભક્તિની પ્રાપ્તિ સ્ત્રીદ્વારા થાય એવું શ્રીમહા-પ્રભુજીને શ્રીભાગવતના સંબંધે કહેવું પડયું છે, જેમાંથી પ્રહલાદજી, ધ્રુવજી, વેદવ્યાસ, વાલ્મિકી, જેવાં રત્નો પેદા થાય, તેને નર્કની ખાણ કેમ કહેવાય ? તેને તો રત્નની ખાણ કહેવાય.

શ્રીપુરુષોત્તમ પુરુષાર્થી છે, પુરુષાર્થવાળાને જીતવા પુરુષાર્થ જોઇએ, સ્ત્રીઓ શ્રીપુરુષોત્તમને જીતી શકે છે, માટે તેઓ પુરૂષાર્થી છે. દેખાઇતા દેહે નિર્બળ હોવા છતાં ગુણો પરત્વે સ્ત્રી પુરુષાર્થવાળી વસ્તુ છે, માટેજ તે પ્રભુને રીઝવી શકે છે, અને તેવા ગુણો પુરુષમાં પણ આવે તો પુરુષ પણ પ્રભુ પ્રાપ્ત કરી શકે છે, આમ સ્ત્રી મહાન ગુણોની ખાણ છે, પણ એ ગુણોનો ઉપયોગ યોગ્ય થાય તો જ તે ગુણો દીપી શકે છે.

સ્ત્રી એ ગૃહરાજ્યનો પ્રધાન છે, પુરુષ ગૃહરાજ્યનો રાજા છે, રાજ્ય પ્રધાનવડે દીપે, માટે ગૃહરાજ્ય પણ જો ઉત્તમ સ્ત્રી હોય તો દીપી શકે, માટેજ ગૃહરાજ્યને દીપાવવા માટે નાનપણથી તેવા ઉત્તમ પ્રકારના સંસ્કારો સ્ત્રીઓમાં નાખવા જોઇએ, રાજા સારો હોય પણ પ્રધાન સારો ન હોય તો તેનું રાજ્ય ઉંધું વળે, કારણ કે કારભાર બધો પ્રધાનના હાથમાં હોય છે, આમ જો સ્ત્રી સુશીલ ને સદ્‌ગુણી ન હોય તો ગૃહરાજ્ય ઉંધુ વળે, રાજા ઓછો કેળવાયલો કે સાધારણ હોય તો ચાલે, પણ પ્રધાન બહુ ચતુર જોઇએ, આમ પુરુષ ગૃહસંસારમાં વીશાપોણીવીશા ચાલે, પણ ગૃહિણી પ્રધાન ઉત્તમ જોઇએ. જેને સુશીલને સદ્‌ગુણી સ્ત્રી હોય તેની તો જિંદગી સુધરી, તેનો ભવ સફળ થઇ ગયો, સુશીલ અને સદ્‌ગુણી એટલે ભક્તિમાન.

સ્ત્રી એટલે શું ? સ્ત્રી એટલે ત્યાગની મૂર્તિ, સ્ત્રી એટલે પ્રેમની પ્રતિમા, સ્ત્રી એટલે ધર્મની ધ્વજા, સ્ત્રી એટલે દયાની મૂર્તિ, સ્ત્રી એટલે નિઃસાધનતાની હદ, સ્ત્રી એટલે દીનતાની ખાણ, સ્ત્રી એટલે આનંદની પૂતળી, સ્ત્રી એટલે રસનું રમકડું, સ્ત્રી એટલે પ્રભુનું ખીલોનું, છેવટે સર્વ સદ્દગુણોનો ભંડાર એટલે સ્ત્રી. આ બધું સદ્દ-ગુણોરૂપી નાણું સ્ત્રીમાં ભરેલું હોય, પણ તેનો ઉપયોગ કરતાં આવડવું જોઇએ. વસ્તુ વાપરતાં ન આવડે તો રક્ષણ કરનારી વસ્તુ પણ ભક્ષણ કરે. જે તલવાર રક્ષણ કરે છે, તેજ તલવાર વાપરતાં ન આવડે તો વાપરનારનોજ નાશ કરે છે, તે ઉપરથી કંઇ તલવાર ખરાબ છે એમ ન કહેવાય, પણ તેનો વાપરનાર નાલાયક છે, એમ કહેવાય, તેમજ સ્ત્રી પણ રક્ષક છે, તેનો ધર્મમાર્ગમાં કે ભક્તિ-માર્ગમાં ઉપયોગ કરતાં ન આવડે તો નુકશાન કરે છે, તેથી કંઇ સ્ત્રીને ખરાબ ન કહેવાય, કેળવીને વાપરીએ, તો સદ્દગુણનો સ્વાદ આવે, તેમ સદ્દગુણ આ ભવસાગરને અમૃતસાગર બનાવી દે. જેમને વાપરતાં નહોતું આવડતું, તેમણે તો નર્કની ખાણ કહીને બિચારીઓને નિંદી કાઢી, પણ જેમણે સદુપયોગ કરવાની કળા જાણી તેમણે તો भगवान् हि भगवान् कृष्णः स्त्रीषु रेमे यामिनीशाम् એમ કહ્યું, આવા ઉત્તમ ગુણો જેમણે દૃષ્ટિથી નિરખ્યા તેમણે તો આગળ વધીને પણ કહ્યું કે तद्द्वारा पुरुषे भवेत् મતલબ કે સ્ત્રીઓ દ્વારાજ ભક્તિ પુરુષોને પણ પ્રાપ્ત થાય. આવું કોણે કહ્યું ? આવું કદરદાન શ્રીવલ્લભાધીશે કહ્યું, પ્રભુજ ગુણોની કદર કરે છે. શ્રીવલ્લભાધીશે સ્ત્રીઓના મહાન ગુણોની કદર કરી, માયાવી દૃષ્ટિને ગુણ ન જણાતાં અવગુણ જણાતા, ત્યારે શ્રી મહાપ્રભુજીની બ્રહ્મદૃષ્ટિએ સર્વ ગુણોજ દૃષ્ટિગોચર થયા, ને તે દૃષ્ટિએ આપે વિશ્વમાં ઇશ્વરનાં શિક્ષણ આપ્યાં. એનું નામ માયાવાદનો

નાશ કર્યો, ને બ્રહ્મવાદનું સ્થાપન કરવું. જ્યાં માયાવાદીઓની વિપરીત દૃષ્ટિ અવળું દેખતી ત્યાં શ્રીમહાપ્રભુજીએ બ્રહ્મવાદનાં ચશ્મા પહેરાવીને બ્રહ્મવાદનું દિગ્દર્શન કરાવ્યું, આ ઉપકાર શ્રીવલ્લભાધીશનો આ વિશ્વ પર ઓછો નથી. અત્યારે એજ ઉપકાર ને ગુણોની કદર કરવાને લીધે શ્રીમહાપ્રભુજી પર સ્ત્રીવર્ગની પ્રીતિ અનહદ છે. પુરૂષો કરતાં મંદિરોમાં સ્ત્રીઓની ભીડ વધારે હોય છે, કારણ કે સ્ત્રીનો ખોરાક પ્રેમ છે, રસ છે, તે રસ તેને મંદિરમાં બિરાજમાન પ્રભુ પાસેથી મળી શકે છે, માટે જ તે જે જે કરતી મંદિરમાં દોડે છે.

હવે આપણે જરા ગુણોનું સ્પષ્ટીકરણ કરીએ, સ્ત્રી એટલે ત્યાગની મૂર્તિ, આવું તો આપણે સામાન્ય ગૃહસંસારમાં પણ અનુભવીએ છીએ, પોતે ભૂખી રહે, પણ પોતાના પતિને ને પોતાનાં બાળકોને પોષે, અને તેમ છતાં કોઈ જાણે નહિ. ધણીને પણ જાણવા ન દે, એ નિષ્કામ, નિઃસ્વાર્થ ત્યાગ કંઇ નાનોસુનો નથી. પ્રેમ વગર ત્યાગ ન હોઇ શકે, ત્યાગનો અર્થજ પ્રેમ છે, એવું કહેવું અતિશયોક્તિ ભરેલું નથી. સ્ત્રી એટલે ધર્મની મૂર્તિ, પોતાની ગૃહિણી તરીકેની ફરજ પોતાને જે પ્રકારનું શિક્ષણ મળ્યું હોય તેવા શિક્ષણે બજાવવામાં સ્ત્રી એકકો છે. તેને અનંત કાર્ય ગૃહિણી તરીક દરરોજ કરવાનાં હોય છે, પણ વગર ભૂલ્યે તે કર્યેજ જાય છે; ભલે પછી તેની કદર થાય કે ન થાય. આમ સ્વધર્મ બજાવવામાં સ્ત્રી એકકો હોવા છતાં તેને જશમાં તો જુતાંજ મળે છે. આથીજ કહેવતમાં કહે છે કે "વહુ અને વરસાદને યશ નહિ" બિચારી આખો દિવસ કાર્યમાં ગુંથાઇ રહે, ખોરાકમાં પણ તેને પાછળથી તો વધ્યું ઘટયુંજ, છતાં તેની કદર નહિ, પણ જ્યારે આપણે એ ઇશ્વરની શક્તિઓની કદર કરતા થઇશું, ત્યારેજ આપણી ઉન્નતિ

છે, હિંદુ ગૃહસંસારમાં અને કુળવાન ગણાતા વર્ગમાં સ્ત્રીઓની કંઈ જ કિંમત કે કદર નથી, એવો અનુભવ સર્વત્ર થાય છે. પણ "यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता જ્યાં સ્ત્રીઓનું સન્માન થાય છે, ત્યાં દેવો રમે છે. મતલબ કે પ્રેમરૂપ દેવોનો વાસ સ્ત્રીઓના શરીરમાં છે, તેથી સ્ત્રીઓની પ્રસન્નતા પર દેવોની પણ પ્રસન્નતા છે, આવું જ્યાં સમજાય છે, ત્યાં ગૃહરાજ્ય તે દેવરાજ્ય બને છે.

દયાનો તો જાણે ઈજારો સ્ત્રીઓએજ રાખ્યો છે,!! બારણે આવેલો દીન કે માગણ પાછો ન જાય. સ્થિતિ પ્રમાણે કંઈક પણ એની ઝોળીનો સત્કાર કરે જ. પુરુષ બિચારા ગરીબને ધમકાવતો રહે, પણ એ ધમકીને કંઈક પણ આપીને સ્ત્રી ભૂલાવી દે.

રસ એટલે ઇશ્વર એ તો સ્ત્રીનો ખોરાકજ છે. પતિનો પ્રેમ એજ સ્ત્રીનો ખોરાક છે. તે ભલે ભૂખી રહે, જંગલમાં એક ઝુંપડી નીચે રહે, પહેરવા ઓઢવાના કંઈ શોખ પુરા ન થાય, પણ જો તેનાપર તેના પતિની ચાહના હોય, તેના પતિની પ્રસન્નતા તેના પર હોય તો તેમાંનું કંઈજ તેના હૃદયને સ્પર્શી શકતું નથી પણ ધનનો પાર ન હોય, નોકરચાકર, રાચરચીલું, બાગબગીચા મહેલમેડીઓ સર્વસ્વ હોય પણ જો પોતાના પતિનો પ્રેમ ન હોય તો સ્ત્રીને તે બધું ઝેર જેવું લાગે છે. ગુસ્સામાં કદાચ એમ પણ બોલી નાંખે કે "બળ્યાં એનાં ધનસંપત્તિ મને તો કશુંય સુખ નથી" મતલબ કે સ્ત્રી રસિક હોવાથી તેનું સુખ પ્રેમમાં છે બાહ્ય વસ્તુઓમાં નથી, આથી સ્ત્રીને પ્રેમની કે રસની મૂર્તિ કહેવી એ ખોટું નથી.

સ્ત્રી એ રસની વેલ છે, સદ્‌ગુણો એ રસની વેલનાં ફુલ છે, એ ફળનો ચાખનાર એટલે ભોક્તા પુરુષ છે, પણ ચાખતાં આવડે તો પ્રેમ વડે એ રસવેલીનો રસ અનુભવાય. પુરુષનાં પોષણ એ



વેલ વડે છે. એ વેલને કેળવીએ તો બહુ મોટી બને, ને ગૃહસંસાર નંદનવન કે અનંદવન બની જાય.

સ્ત્રી પુરુષ પોતાની ફરજો સમજે તોજ સંસાર નંદનવન બને, એ લગ્ન જેવા સુમંગળ અવસરે સમજાય, તેને માટે આ અલ્પ પ્રયત્ન છે. સર્વનું મૂળ સ્ત્રી છે. મોટો રાજા હો કે તપસ્વી હો, તત્વવેત્તા હો કે ભક્ત હો, જ્ઞાની હો કે ધ્યાની હો, પણ સર્વનું મૂળ સ્ત્રી છે, મૂળમાં અમૃત સિંચાય તો સર્વમાં એ અમૃત આવે, એવું રસામૃત મૂળમાં સિંચવાનો આ સહેજ પ્રયત્ન છે, જો તેવું કંઈક પણ બનશે. તો મને નિમિત બનાવી પ્રભુએ પોતાનું કાર્ય સાધ્યું છે, એમ માની પ્રભુનો અત્યંત આભાર માનીશ. પ્રભુના ઉપકાર નીચે સહાજ દબાએલા રહી ક્ષણ પણ એને ન ભુલવો એજ જન જીવનનાં મૂલ્ય છે.

ગોધરા ભાદરવા, શુદ ૧. ૧૯૮૩.

દીનકિંકર.



# પ્રસ્તાવના.

લગ્ન એ યજ્ઞ છે, અને એ લગ્નયજ્ઞમાં ગવાતાં ગીતો એ યજ્ઞમાં એક બીજાનું સર્વસ્વ દાન કરનારાં વરકન્યાને શિક્ષા અને આનંદ આપનારા મંત્રો છે, યજ્ઞ એટલે ત્યાગ. આ દૈવી કાર્યમાં પણ વર-કન્યાને ને કન્યા વરને પોતાનું સર્વ સમર્પણ કરે છે, માટે આ ધર્મ કાર્ય પણ યજ્ઞ છે. વર ને કન્યા એ બન્ને પ્રેમલગ્નથી કે આત્મલ-ગ્નથી એક થાય ને પછી એ બેઉ પતિ તરીકે પ્રભુનો સ્વીકાર કરે છે. જો આત્મલગ્નથી એક થાય, ને પછી બેઉ પતિપત્ની એક બની, પછી ત્રીજોજ પતિ સ્વીકારે ને જીવનભર આ જુગલ જોડી પણ પ્રભુ પતિને સેવે, તો એજ ગૃહરાજ્ય તે દેવરાજ્ય કે ગૃહવન તે નંદનવન. પતિ ત્રીજો એટલે ઇશ્વર બને એનું કારણ શું? એનું કારણ એ કે જે સર્વ તરફથી નિર્ભય હોય, ને સર્વ રીતે રક્ષણ કરે, તે પતિ થઇ શકે છે. આ વિચારે પ્રભુજ અભય અને સર્વ રીતે રક્ષણ કરનાર છે, માટે ભક્તના ગૃહરાજ્યના પતિ તે છે. આજ વ્રજભક્તોનો સિદ્ધાંત. આ-પણે પણ એ વ્રજભક્તોની ભક્તિને અનુસરનારા હોઇએ, તો આપણે પણ એજ નિયમે મહાલવાનું. એ પતિની પ્રસન્નતામાંજ આપણું સુખ. એટલા માટે જ પ્રભુના પતિપણાનાં ગીત આમાં યોજવામાં આવ્યાં છે.

આમ છતાં કેટલાંક લૌકિક ગીત પણ લીધાં છે, કારણ કે સા-માન્ય જનસમૂહને તેની પણ જરૂર છે. ભક્તિનાં ને ધર્મસંબંધી ગીતો એ તો માત્રા છે, નરી માત્રા પચવવી ને જીરવવી કઠણ છે, માટે હલકો ખોરાક પણ લેવો જોઇએ. વળી રાગને માટે પણ તે ગીતોની જરૂર છે. લૌકિક ગવાતાં ગીતોને અનુસરત રાગમાં

ધાર્મિક ગીતો પણ લખાયાં છે, એટલે લૌકિક ગીતોની મદદથી આ લૌકિક અથવા ધાર્મિક ગીતોના રાગ શીખી જવાય આ ગીતોની ઉત્પત્તિનો ઇતિહાસ રમુજી છે હું ચુણેલમાં શિક્ષણ હતો, ત્યારે ત્યાં કોઇને ત્યાં વિવાહમાં રાત્રે "નહિ પરણવાનું ઉમીયા શિવને" એ ગીત કેટલીક સ્ત્રીઓ ગાતી હતી આ સાંભળીને મેં ભક્તિમાર્ગીય "નહિ પરણાવું રાધા શ્રીકૃષ્ણને" એ ગીત જોડયું, તે આ સંગ્રહમાં ૮૨ મા પેજ પર છે. ત્યાર પછી હું સર્વિસ છોડી નડિઆદ આવ્યો, ત્યારે સુણાવ બંધુસમાજ તરફથી એક સામાન્ય ગીત સંગ્રહ બહાર પડેલો મારી નજરે પડયો, આ ઉપરથી મને તે રાગમાં ભક્તિમાર્ગીય ધાર્મિક ગીતો જોડવાની યુક્તિ સુઝી, અને એ રાગ પ્રમાણે મેં ૪૫ ગીત જોડયાં, વળી હાલરડાં પણ જોડયાં, ને તેની ચાર હજાર કોપી છપાઇને વૈષ્ણવ બંધુઓમાં વ્હેંચાઇ ગઇ. તેમાં બે હજાર પ્રત તો વૈષ્ણવ ધર્મ પતાકાના ગ્રાહકોને સૌ. ભગવતી બેન સુરજબા (ધર્મજના વતની રા. રા. રાવજીભાઇ ભાઇલાલભાઈ પટેલ બેરીસ્ટર એટ–લોનાં ધર્મપત્ની) તરફથી ભેટ તરીકે અપાયાં હતાં. મેં ગીતો બનાવવાની પ્રવૃત્તિ સમય મળ્યે ચાલુ જ રાખી, અને એમ કરતાં કરતાં એક સંગ્રહ તૈયાર થયો. તે સંગ્રહમાંનાં ગીતો આમાં આપ્યાં છે. આમાં નવરત્ન વગેરેની ભાવના વાળાં ગીતો છે, પણ ખાસ ષોડશ ગ્રંથોનું એક પુસ્તક લગ્નગીતના સ્વરૂપમાં જુદુંજ બહાર પાડવાનો મેં નિર્ણય કર્યો છે, જ્યારે આમ આપણા સંપ્રદાયના સ્નેહ ને ભક્તિ ભર્યા સિદ્ધાંતો સામાન્ય વર્ગમાં પણ ખૂણે ને ખાંચરે વેરી કાઢીશું, ત્યારે જ અજ્ઞાનતાથી થતા આક્ષેપો દૂર થશે, એટલું જ નહિ, પણ સંપ્રદાયનું વિશાળ દૃષ્ટિબિંદુ સર્વના જાણવામાં આવશે. ષોડશ ગ્રંથોની લગ્નગીતમાં ગૂંથણી બહુ જ સરળ ભાષામાં વિસ્તારથી સમજાય તેમ કરવામાં આવે છે. બાળકો ને સ્ત્રીઓ

ધર્મ સાચવવાનાં મૂળ છે, તેમને માટેના સાહિત્યની અત્યારે બહુ જરૂર છે, ને તે એવા પ્રકારનું કે હાલના જમાનાને અનુસરતું રૂચિકર સાહિત્ય જોઇએ, એવી મારી માન્યતા છે.

સંગ્રહમાં પ્રથમ મંગળાચરણ કરી કંકોતરીનાં ગીત આપવામાં આવ્યાં છે, ત્યાર પછી ગણેશ બેસાડવાનાં છે. જોષ જોવરાવવાનાં ગીત પણ સાથે છે. કંકોતરીમાં સાતેય ઘરને શ્રીનાથજી સાથે કંકોતરીનું ઘોળ પણ લખ્યું છે, કારણકે આપણે તો પ્રથમ પ્રભુનેજ કંકોતરી લખવી જોઇએ. આપણા ગણેશ શ્રીયમુનાજી છે. શ્રીમહાપ્રભુજી પ્રથમ શ્રીયમુનાષ્ટક લખી શ્રીયમુનાજીની સ્તુતિ કેમ કેમ કરે છે ? પુષ્ટિમાર્ગ એ ભક્ત અને ભગવાનના લગ્નનો માર્ગ છે. આ લગ્નયજ્ઞમાં શ્રીયમુનાજી સ્વરૂપ ગણેશને શ્રમહાપ્રભુજી પ્રથમ પધરાવે છે. અત્ર પણ એજ ભાવનામાં ગણેશ પધરાવવાના ગીત આપવામાં આવ્યાં છે. શ્રીયમુનાજી ભક્તિમાર્ગમાં નડતા અંતરાયોને દૂર કરનારાં છે, માટે અહિં પણ તેમને ગણેશ તરીકે સંપ્રદાયની દૃષ્ટિએ રાખવામાં આવ્યાં છે, એ વાત વૈષ્ણવ બાળશિક્ષા ભાગ ૫ મામાં વિસ્તારથી આપી છે, એટલે અહીં ટુંકાવવામાં આવે છે. ત્યાર બાદ શ્રીઠાકોરજી માલણ, જ્યોતિષી, વિદૂષી વગેરે સ્વરૂપ ધારણ કરી ભક્તને આનંદ આપવા આવે છે, તે લીલાનાં ગીત બનાવી આમાં લીધાં છે. આવાં ચોવીસ છદ્મ છે, એ ચોવીસ છદ્મ એજ આપણા પુષ્ટિમાર્ગીય પૂર્ણ પુરુષોત્તમના ચોવીસ અવતારો. અહીં તે બાબત વધારે ન છેડતાં હવે આગળ ચાલીએ. વચ્ચે વચ્ચે સામાન્ય લૌકિક ગીતો પણ લીધાં છે. તે વાત તો પ્રથમ નિવેદન કરી છે. પતિપત્નીના પ્રેમની વાતો લૌકિક ગીતોમાં હોવાથી તે પણ આનંદદાયકજ છે. પત્ની પતિને રીઝવે છે, તે વખતે પતિ માગવાની ભાવનામાં સ્ત્રી તરફ જોતાં સ્ત્રી વિવિધ પ્રકારની માગણીઓ કરે છે, તે ગીતો ઠીક વિનોદ ઉત્પન્ન કરે તેવાં

છે. રાઇનાં કંકણુ ને ચોખાનો ચુડો માગે છે, એથી પતિ શાંતિથી કહે છે કે એવાં કંકણુ ને ચુડો કયાં હોય ! વળી બેન ભાઇ પાસે વસ્રો વગેરેની માગણી કરે છે, તેનો ભાઇ પણુ ગીતમાંજ જવાબ આપે છે, એ ગીત પણુ જરા વિનોદી છે, પહેલાં ટ્રેનો નહિ એટલે ઊંટ પર દૂરથી જોઇતો સામાન મંગાવવામાં આવતો તેની બાબતનું ગીત પણુ ૪૮ મા પેજપર છે. વધારાનાં ગીતોને મેં ફેરવીને અલૌકિકમાં લીધાં છે. સાતેય શ્રીલાલજીઓને ત્યાં વધાવો મોકલીને તે જે જે સ્વરૂપો છે, તે વડે તેઓ વધાવે છે, એ ભાવના એ ગીતોમાં છે. ભક્તિમય વિવાહમાં સાહિત્યમાં અલૌકિક વસ્તુઓ જોઈએ, માટે તે મંગાવવાનું ગીત ૫૩ મા પેજ પર છે. ભક્તિમાન દીકરીને મા પૂછે છે કે બેટા, તારે કોની સાથે પરણવું છે, તો પ્રભુના ગુણુ ગણાવીને કહે છે કે મારે આવા ગુણીયલ પ્રભુની સાથે પરણવું છે, એ ભાવનાનાં ગીતો ખૂબ લીધાં છે. સીતાજીનો સ્વયંવર લીધો છે, એ મર્યાદા પુરુષોત્તમને પણ ભૂલીએ તે ઠીક નહિ. શ્રીમહાપ્રભુજીએ પણ અયોધ્યામાં જઈ મર્યાદા પુરુષોત્તમાય નમઃ એમ કહીને નમસ્કાર કરી આવકાર આપ્યો હતો, તો આપણે પણ અલૌકિક દૃષ્ટિ રાખી તેમને પણ સન્માનીએ ૯૬ મા પેજ પર શ્રી ઠાકોરજીનો ને વ્રજભક્તોનો સંવાદ ગીતમાં છે, તે બહુજ રમુજી છે. ઉકરડી નોતરવાનાં ગીત પછી ગોતઇડાનાં ગીત શરૂ થાય છે, તેમાં ઉપરનું ગીત છે. ગોતઇડો જોવા કોઇ સ્રી ગઇ છે, તે મોડી આવવાથી તેનો સંવાદ ચાલે છે, તે ગીત ૧૦૪ થા પેજ પર હોઈ ઘણું રમુજી છે. પછીથી પીઠીનાં ગીત છે. પીઠીનો અર્થ ભાવના તરીકે મેં પ્રીતિ કરીને તેવા ભાવથી ગીત લખ્યાં છે. કોઈ કોઇ સ્થળે કવિ પ્રેમાનંદના અને કવિ દલપતરામનાં ગીત પણુ લીધાં છે. ત્યાર પછી વરકુંઉઘલતાં વરઘોડાનાં ગીત ૧૨૧ મા પેજથી શરૂ થાય છે, તેમાં વિવિધ પ્રકારનાં ગીત આપ્યાં છે.

શુકનનાં ગીત પણ આપ્યાં છે. વરઘોડામાં શ્રીગુસાંઇજીના સાતલાલજીને દિગ્વિજ્ય કરવાની ભાવનામાં લીધાં છે, તેમાં માયામતનું ખંડન અને બ્રહ્મવાદનું મંડન આપ્યું છે. લગ્નનો સમય ઉનાળો હોય છે, માટે લહેરીને વરરાજાને પવન નાંખવાની ભાવનામાં ૧૨૯, ૧૩૦ મા પેજ પર બે ગીત લીધાં છે. વરઘોડાને ઉપડતાં ગાવાનાં ગીત ખૂબ છે. તેમાં બ્રહ્મચારીની ભાવનાનું ગીત ૧૪૭ મા પેજપર છે, વર તોરણે ચઢે, ત્યારે ગાવાનાં ગીત ૧૫૩ મા પેજથી છે, તે પછી વરને પોંકવાનાં ગીતમાં આપણે કેવા પ્રકારનો ઘર સંસાર માંડીશું, ને કેવી લહેર પ્રભુમાં કરીશું, તે કન્યા વરને ૧૫૯ મા પેજમાં બતાવે છે. પછી સાસુ પોંખતી વખતે જમાઇને કંઇ શિક્ષા રૂપે કહે છે. પછી કન્યાના શ્રૃણુગારનાં ગીત આવે છે. ૧૭૧ ના પેજ પર ગીતમાં સાસુ જમાઇને શિખામણ આપે છે, તે દર્શાવ્યું છે. ૧૭૨ મા પેજથી વરકન્યા પરણતાં ગાવાનાં ગીત શરૂ થાય છે. તેમાં ૧૮૪ મા પેજથી શ્રીગુસાંઇજીનાં શ્રીપદ્મમાવતી વહુજી સાથે લગ્ન થયાં, તે ગીત ખંભાત નિવાસી મહાનુભાવી માધવદાસ દલાલનાં બનાવેલા શરૂ થાય છે. પછી સપ્તપદી આવે છે. આમાં સપ્તપદીનાં સતેય ધોળ મેં બ્રહ્મવાદની ભાવનાથી લીધાં છે. વર કન્યાનું પોષણ કરવાનું કહે છે, પણ તે તેના હાથમાં નથી, પોષણ કરનાર તો પ્રભુ છે, માટે કંઇ પણ કરવાની પ્રતિજ્ઞા કરવી એ માયાવાદ છે. કારણ કે જીવનની કોઇ બાબત આપણા હાથમાં નથી, આથી મેં તો વર અને કન્યા બેઉ સાથે સપ્તપદી બોલે, એવી ભાવનામાં ગીત લખ્યાં છે તે ૧૯૦ મા પેજથી છે. સપ્તપદીનાં ગીત મેં લૌકિક પણ લીધાં છે. પછી મંગળ ફેરાનાં ગીત છે. બેનના શરીરની દિવ્યતાનું ગીત પછીથી આવ્યા બાદ બેનનાં અલૌકિક આભૂષણનું ગીત આવે છે. ભક્તિમાન સ્ત્રી લૌકિક દાગીનાનો કે શ્રૃણુગારોનો મોહ ન રાખે,

પણ દિવ્ય ગુણોના શણગારોનો મોહ રાખે, તે ભાવના આ ગીતમાં છે. પરણતી વખતે દિવ્ય ચુંદડી કન્યાને પહેરાવે છે, તેની ભાવનું ગીત સમયની અલૌકિકતા સાથે આપ્યું છે. દિવ્ય સમયની યાદી અને અર્પણનાં ઓઢણા એ ચુંદડી છે, એ ચુંદડી ગૃહરાજ્યનો રાજ્યાભિષેક છે. પ્રેમરસના પ્રાકટયનાં રસચુતાં ઓઢણુ એ ચુંદડી છે. પછી કોકિલાની શિખામણનું ધોળ છે, કોકિલા એ વસંતની વેણુ છે, તેથી ભક્તિની દૃષ્ટિએ એ ગીત લખ્યું છે. પછી શ્રીરાધાકૃષ્ણના વિવાહને નિરખવા જવાની બે સખીઓની વાતચીતનું ધોળ ૨૧૨ મા પેજ પર છે, તે પછીના ધોળમાં રાસ વિહાર અને મંગળફેરાની સરખામણીની હકીકતનું ગીત છે. પછી શ્રીઠાકોરના શૃંગાર વગેરેની ભાવનાનાં ગીતો છે. પરણી રહ્યા પછી વળાવતાં ગાવાનાં ગીત ૨૨૨ મા પેજથી શરૂ થાય છે. તેમાં વરકન્યાને શિખામણની ને આશિષની ઝડીઓ ઉડે છે. એકજ ભાવનાનાં જુદા જુદા રાગમાં ગીતો લેવાનું કારણ બેનોને પોતાને ફાવતો રાગ પસંદ કરતાં ફાવે તે છે. મેં ગીતોમાં સ્ત્રી વર્ગને ગમતાજ રાગો લીધા છે. ૨૨૫ મા પેજ પરનું સાસરીએ વળાવતાં કન્યાને શિખામણનું ગીત બહુજ પ્રિય થઈ પડેલું છે, તે તો દરેક બેને મોઢેજ રાખવું જોઈએ. ને વિવાહમાંજ નહિ પણ વારંવાર મનન કરવું જોઇએ. પરણ્યા પછી વરકન્યાને કંસાર જમતાં ગાવાનાં ગીત ૨૩૦ મા પેજથી શરૂ થાય છે, તેમાં શ્રી ઠાકોરજીનો શ્યામ રંગ છે, તેથી તે ભાવનાનાં ગીતો પૂછવાથી તેના જવાબ તરીકે આપવામાં આવે છે. શ્રી ઠાકોરજીને પુછે છે કે તમે શ્યામ કેમ છો ? તો પોતે તેનો જવાબ આપે છે. તેનો રાગ પણ તે વખતે ગવાતોજ લીધો છે. ૨૩૫ મા પેજનું ગીત વરકન્યા બેઉને શિખામણનું છે, તે તો હંમેશા મોઢે રાખવા જેવું છે. જો કે ગીતો તો બધાં મોઢેજ હોવાં જોઇએ, પણ આવાં ગીતો તો રોજ શિખા-

મણુ આપે એવાં છે. આ ગીતો પરણનારાંને માટેજ નથી, પણ ગાનારી બેનોને તેમજ પરણેલાં સર્વને નિત્ય શિક્ષા આપે એવાં છે. ૭૩૮ મા પેજ પર કન્યાએ પોતાની સાસુ સાથે કેવી રીતે વર્તવું તેની શિખામણનું ગીત છે. આજકાલની યુવતીઓ જરાક કેળવણી લેતાં કે પતિ તરફનું માન મળતાં સાસુને ગણતી નથી, એવું પણ બને છે, માટે શિખામણનું ગીત લખ્યું છે. વળી કેટલીક વાર લાંઇ સાસુ વહુ પર જુલમી સામ્રાજ્ય ભોગવે છે, તે પણ ઇષ્ટ નથી, તેથી તેવી સાસુને શિખામણનું ધોળ પણ અંદર છે. બિચારી કુમળી કન્યા ઘરમાં આવતાં તેના પર પોતાનો મોભો બેસાડવા એકદમ રોફથી સાસુ તેની સાથે વર્તે છે, તેવી વર્તણુંક તિરસ્કરણીય છે. સાસુએ વહુને પોતાની દીકરી બરાબર ગણવી જોઇએ. મેં ઘણી જગાએ અનુભવ્યું છે, કે દીકરી મોટી હોવા છતાં તેને કામને માટે મા તરફથી કંઇ કહેવામાં નથી આવતું, જ્યારે વહુ નાની હોવા છતાં કામને માટે તેના પર બહુજ દબાણ રાખવામાં આવે છે. તેમને ન્યાયથી કહેવા જતાં જવાબ મળે છે, કે મારી દીકરીને તો તેને સાસરે ઘણું કામ કરવાનું છે. માટે નહિ કરે, આ જવાબ ન્યાયી નથી. કામ કરવાથી કોઇ ઓછું થઇ જતું નથી, ઉલટું કસરત મળવાથી શરીર સારૂં રહે છે. અલબત જરા વિનોદમાં કહીએ, તો પોતે દુઃખ વેઠીને ઉછેરેલો પોતાનો પુત્ર એ નવી આવનારી વહુ પોતાનો કરી લે છે, તેથી સાસુને વહુ પર અદેખાઇ આવે, પણ તે યોગ્ય નથી. જો કે એવી કહેવત છે કે "આઠ વેર સાસુ ને વહુ, આઠ વેર ઘંટી ને ઘહું." છતાં જો ધારે તો ઉદાર દીલનાં સાસુ વહુ બહુજ પ્રેમથી વર્તી શકે, ને ઘણી જગાએ આપણે તેવું અનુભવીએ છીએ. સ્ત્રીઓએ ઘરનું કામકાજ જાતે કરવું જોઇએ, દળવાનું ને ખાંડવાનું તથા જળ ભરવાનું કામ પણ જાતેજ કરવું જોઇએ, એથી શરીરને

કસરત મળતાં શરીર નીરોગી રહે છે. કામ કરતાં શરમ ન રાખવી, અથવા ઘરનાં બધાં કામ મોટાં છે, એમ જાણી જાતે કરવાં. રસોઇ પણ ખાસ જાતે કરવી. જે કુટુંબોમાં રસોઇઆ રસોઇ કરી જમાડે છે, તે જમવામાં ને જમાડવામાં પ્રેમ નથી હોતો, બાળકને મા પીરસે અથવા પતિને તેની પત્ની પીરસે, તેમાં જે પ્રેમ અને આનંદ જમાડનારને ને જમનારને આવે છે, તેવો રસોઇઆથી નજ આવે, પણ અત્યારે તો ઉલટું જેને ઘેર રસોઇઓ હોય, તેની કીંમત વધી જાય છે, આનું કારણ એ છે કે ખોટી મોટાઇઓ આપણાં ગૃહરાજ્યોમાં પેસી ગઇ, ને એવી ખોટી મોટાઇઓને જમાનાએ પોષણ આપ્યું. ઘંટી તો હવે ગઇ, કે જે સ્ત્રીનું જીવન છે, દળવું ખાંડવું એ સ્ત્રીની મોટી કસરતો છે, પણ હવે તે જતું રહ્યું, તેના પરિણામે રોગો પેદા. હિસ્ટ્રીરીઆ ને વાયાનાં દરદ વધી ગયાં, સ્ત્રીઓનાં શરીરની મજબુતાઇઓ જતી રહી, છતાં દિવસે દિવસે એદી અને નમાલો થતો સ્ત્રી સમાજ નથી સમજતો, કે કામ કરવાથી શરીરનું આરોગ્ય સચવાય છે.

પાણી ભરવાની બાબતમાં તો હવે શહેરોમાં નળ થયા એટલે પનઘટની પ્રીતિઓ તેમના પ્રારબ્ધમાંથી આથમી ગઇ, સાસુએ સતાવેલી વહુ પનઘટ પર જઇ જરા પોતાની સખી પાસે હૃદય ખાલી કરે, પણ તેએ જતું રહ્યું, ગામડાંમાંયે હવે નળ શરૂ થઇ ગયા. કામ કરવાથી કંટાળતું આર્યાવર્ત આવી ખોટી મોજશોખોથી પાયમાલ થવાનું. પણ સેવા ભાવે દરેક કામ જાતે કરવું એ ભક્તિમાર્ગનો સિદ્ધાંત છે, માટે મેં ગીતોમાં જાતે કાર્ય કરવાની ભાવનાવાળાં ગીતો પણ લીધાં છે. ખોટી મોટાઇઓ આપણાં જીવન ખરાબ કરે છે, પણ તે આપણાથી સમજાતું નથી. ચાલો હવે મૂળ વાત પર આવીએ. છેવટે શ્રી યમુનાજીએ કૃપા કરીને નિર્વિઘ્ને

વિવાહનું કાર્ય પૂર્ણ કર્યું, માટે તેમનાં વધામણામાં ગાવાનાં ગીત લીધાં છે. પુષ્ટિમાર્ગીય : ગણેશ, વિધાતા, દેવી વગેરે જે કહો તે શ્રી યમુનાજી છે. શ્રી યમુનાજીના હાથમાં બધું છે, માટે શ્રીયમુનાજીને સર્વ કાર્યમાં પ્રથમ ગણવાં જોઇએ. મેં ગોયરોનાં ગીત ને કેટલાંક સામાન્ય ગીત છેલ્લાં લીધાં છે. એકંદરે ૨૫૨ ગીતો છે. બેનોને આ ગીતો કંઈ પણ આનંદ આપશે, તો હું મારા પ્રયત્નને સફળ થયો માનીશ. આ ગીત છપાતાં હતાં, ને હું ગોધરા પાઠશાળાના મેળાવડામાં ગયો હતો, ત્યાં છપાએલા ફર્મા લઈ ગયો હતો, તેમાંનાં ગીત મેં સ્ત્રીઓ સમક્ષ ગાઈ બતાવ્યાં, તેથી તેમને બહુજ આનંદ પડયો, ને આ ગીતો છપાઈ રહે એટલે સૌથી પહેલાં અહીં લઇને આવજો, એવી બેનો તરફથી મને આજ્ઞા મળી. આ ઉપરથી આ સંગ્રહ પ્રિય થઈ પડશે; એવી મને ખાત્રી છે. પાઠશાળાના ઉત્સાહી કાર્યકર યુવકરત્ન ભાઈ મણિલાલ જગજીવનદાસ દેશાઇને તો આ લગ્નગીત એટલાં બધાં પસંદ પડયાં છે, કે તેઓ છપાતા પહેલાં સો બસો કોપી અમને આપવીજ પડશે, એવું બોલી ગયા. આ ગીતોમાં જેટલું સારૂ છે, તેટલું પ્રભુનું છે, ને જે ભૂલો હોય તે આ પામર જીવની છે, એમ ગણી ઉદાર બેનો મને ક્ષમા આપશે, એવી આશા છે.

છેવટે આ ગીતનો સંગ્રહ જે સ્વરૂપના દિવ્ય ચારિત્રોથી આ પામર જીવ પ્રભુને શરણે પડયો, તેવા પરમારાધ્ય નિત્યલીલાસ્થ બાપાશ્રી દેવકીનંદનાચાર્યજીને સસ્નેહ સમર્પણ કરૂં છું, એ મહોદાર ચરિત્રવાન શ્રીપ્રભુ બાળકોના જેવી આ સેવકની રમતને સ્વીકારશે, એવી મને સંપૂર્ણ ખાત્રી છે.

દીનકિંકર.

॥ श्रीकृष्णाय नमः ॥

# સિંહાવલોકન.

---

શ્રી ભક્તિમાર્ગીય સસ્તી ગ્રંથમાળાનું બીજું વર્ષ શરૂ કરતાં આજે મને અત્યંત આનંદ થાય છે. આવા વિકટ કલિકાલના સમયમાં પણ ધર્મને ચાહી ધાર્મિક સાહિત્યને વધાવી લેનારા અને મદદ કરનારા સંત પુરુષો આ દેવભૂમિમાં છે, ભારતવર્ષ ધર્મપ્રધાન દેશ છે, માત્ર ધર્મનો રસ ચખાડનારા આ દેશની જનતાને જોઇએ છીએ. માયાવી લાલચોથી આ દેશ નથી મોહ પામતો, ને પામે છે તો ક્ષણિક, પણ ધર્મને માટે પ્રાણ પાથરનારો આ દેશ છે. ધર્મને માટે સંત પુરુષો દેહ પણ વહાલી ન કરે તો ધન તો કેમજ કરે? ગત વર્ષમાં બાળસાહિત્ય સાથે મોટાં પુસ્તકોનો પ્રચાર પણ ખૂબ થયો. જો કે મારી ધારણા ત્રણ હજાર ગ્રાહકો એકદમ થઇ જશે, એવી હતી, છતાં કેટલાંક કારણોને લીધે તેમાં ઊણપ આવી, પણ સવા-સત્તરસો ગ્રાહકો પણ કંઇ ઓછા ન કહેવાય. રસિક વિલાસ, હાસ્ય પ્રસંગો ને શિક્ષાપત્ર એ ત્રણે ફલરૂપ ગ્રંથો વૈષ્ણવ બંધુઓના અલૌકિક ઘરોમાં પધરાવાયા. રસિક વિલાસની પ્રસ્તાવના માટે ભાવિકોનાં ચિત્ત બહુ પ્રસન્ન થઇ ગયાં. નાના બાળકને પણ સમજાય એવી રીતે શ્રીવલ્લભાધીશનાં નામ રૂપ ને ગુણ તેમાં સ્પષ્ટ કર્યા. જેમના સત્સંગથી હું શરણે આવ્યો, તે મહાનુભાવી વિઠ્ઠલદાસે આ પુસ્તકની બાબતમાં એટલી બધી પ્રસન્નતા બતાવી કે ષોડશ ગ્રંથો મને એવી રીતે તૈયાર કરવાની આજ્ઞા કરી છે.

હાસ્ય પ્રસંગોમાં તો કહેવુંજ શું ? જ્યાં શ્રીગોકુલેશજીની વાણી તેમાં શી ખામી ? તેની પ્રસ્તાવના પણ ઘણાને બહુ ગમી, તેમાં સામાન્ય વર્ગને સમજાય એ ભાષામાં પુષ્ટિમાર્ગની ઉત્તમતા સિદ્ધ કરી છે.

શિક્ષાપત્રમાં તો હું શુંજ બોલું ? તેની પ્રસ્તાવના વૈષ્ણવજનતાને બહુ ગમી શ્રીહરિરાયજીનું જીવન ચરિત્ર પણ બહુ ગમ્યું. વ્રજ ભાષામાંથી ગુજરાતી અનુવાદ પણ મૂળ રસ જળવાય તેમ કર્યો છે. શિક્ષાપત્રની ટીકા સંસ્કૃતમાં નથી, પણ શ્રીગોપેશ્વરજીએ વ્રજ ભાષામાં કરી છે. તેનોજ આમાં અનુવાદ કર્યો છે.

આમ ભગવદીયોને આ સાહિત્યથી આનંદ થાય છે, એટલે મારો ઉત્સાહ વધે તે સ્વાભાવિક છે. હજી પણ ગ્રાહકો વધ્યેજ જાય છે, હવે તો ચૌદેય પુસ્તકોના શટનાજ ગ્રાહકોનો દરોર ચાલે છે, એટલે વૈષ્ણવ બંધુઓને આ સાહિત્ય પ્રિય થઈ પડ્યું છે, એમ સ્પષ્ટ થાય છે. વળી ત્રણ રૂપીઆમાં ઘેર બેઠાં ચૌદસો વીસ પેજ જેટલું સાહિત્ય આપ્યું, તે ઓછું સસ્તું નથી. વળી આ નવા વર્ષમાં તો એથી પણ વધારે પેજ રાખ્યાં છે. થોડી નકલો છપાવવા વિચાર છતાં બહારની મદદની આશાએ ગત વર્ષ કરતાં એક પુસ્તક વધાર્યું છે. ૧ લગ્નગીતસાગર. લગ્નગીત તો બેનોને બહુજ ગમશે. તેની આ વર્ષમાંજ બે ત્રણ આવૃત્તિ થઇ જાય, એવાં ચિહ્નો અત્યારથી જણાય છે. સંપ્રદાય ઉપરાંત અન્ય વર્ગને પણ આ પુસ્તક બહુજ ઉપયોગી છે. દરેક બેને આ પુસ્તક પાસે રાખવું જોઇએ.

બીજું પુસ્તક વૈ. બાળશિક્ષા ભા. ૫ મો છે, તે દિવાળી પર બહાર પડી જશે. તેમાં કંઇક બહારથી પણ મદદ મળવાની આશા

છે, એટલે મેં ગ્રાહકોને વધારાના પુસ્તક તરીકે આપવાની ઇચ્છા રાખી છે. આ પીસ્તાળીસ પાઠો પણ બહુ મનન કરવા જેવા છે.

ત્રીજું પુસ્તક શ્રીગોકુલનાથજીનાં વચનામૃતો અથવા હાસ્ય પ્રસંગો ૨૫૦ નો સંગ્રહ ભા. ૨ જો છે. પહેલો ભાગ ગત વર્ષમાં આપ્યો. બીજો ભાગ આ વર્ષે આપીશું ને ત્રીજો ભાગ વળી આવતી સાલે મળશે. આ ભાગો દરેક જણે ખરીદવા જોઇએ કે જેથી તૂટક ન થાય. એક રૂપીઆની ટીકીટ બીડનારને પહેલો ભાગ ઘેર બેઠાં પોસ્ટથી મળે છે. ચોથું પુસ્તક–ત્રિકાળી ભાવના સાથે ૮૪ વૈષ્ણવની વાર્તા અથવા તે નહિ તો શ્રીમહાપ્રભુજીની, શ્રીગુસાંઇજીની શ્રીગોકુલેશજીની તથા શ્રીહરિરાયજીની બેઠકોનાં ચરિત્રો સાથે નિજ-વાર્તા ને ઘરૂવાર્તા આપવામાં આવશે. આ પુસ્તકો બન્ને બહુજ ઉંચા પ્રકારનાં છે. બન્નેમાં શ્રીમહાપ્રભુનાં ચરિત્રો શિક્ષાપત્રમાં શ્રી-હરિરાયજીનાં આપ્યાં છે તેવાં આપવામાં આવશે. ઉપરનાં બેઉ પુસ્તકો લગભગ શિક્ષાપત્ર જેવડાં થશે. બેમાંથી કોઇ પણ એક પુસ્તક ૪ થા પુસ્તક તરીકે આપવામાં આવશે. પોસ્ટથી મંગાવનારાઓએ ત્રણને બદલે રૂ. ૧) પોસ્ટ ખર્ચમાં મદદ તરીકે વધારે મોકલવો. અથવા દશ ગ્રાહકોએ થઇને રેલ્વે પાર્સલથી મંગાવવાથી સુગમ પડશે. ખર્ચ ઓછું આવશે. જ્યાં જથાબંધ ગ્રાહકો છે અને થશે ત્યાંનું માર્ગવ્યય કાર્યાલય આપશે.

આ પાસે ચિત્ર છે, તે નડિયાદ નિવાસી ભાઉસાહેબ દેશાઇ વિહારીદાસ અજુભાઇનાં ધર્મપત્ની સદ્ગત ગં. સ્વ. ભગવતી હેતાબાનું છે. વળી તેઓ (૧) રાવસાહેબ હરિદાસભાઇ. (૨) આનાસાહેબ કે મંગળદાસ (૩) માનસાહેબ કે બહેચરદાસ (૪) સરદાર બહાદુર દયાળ સાહેબ કે પુરુષોત્તમદાસ તેમજ (૫) નાના સાહેબ કે ગોપાળદાસનાં પ્રાતઃસ્મરણીય માતુશ્રી થાય. તેમના ચિત્ર ઉપરથી નિરખતાં એક સાત્વિક અથવા નિર્ગુણ ભક્તિમાન દેવી હોય એવો અનુભવ થાય છે. ચિત્રને જોતાંજ મનમાં પૂજ્યભાવ ઉત્પન્ન થાય એવું ભકિતદશાનું ચિત્ર છે. વૃદ્ધ ભગવદીયોના મોઢાપર કેવી અમી અને સ્નેહનું તેજ દેખાય છે ? તેઓ શ્રીગોકુલચંદ્રમાજીના ઘરનાં વૈષ્ણવ હોઇ બિરાજમાન ચતુર્થ પંચમપીઠાધીશ્વર ગો. શ્રી ૧૦૮ શ્રીવલ્લભાચાર્યજી મહારાજશ્રીના પ્રપિતામહ, શ્રી ગો. શ્રી ૧૦૮ શ્રીદેવકીનંદનાચાર્યજી મહારાજના દાદાજી, અને શ્રીગોવિંદ પ્રભુના પિતાશ્રી પ્રાતઃસ્મરણીય શ્રીવલ્લભજી મહારાજ તેમના શ્રીગુરુદેવ થાય. આ શ્રીવલ્લભજી મહારાજ શ્રીચંદ્રમાજીના સ્વરૂપમાં એટલા બધા આસક્ત હતા, કે શ્રીચંદ્રમાજીની સેવા છોડી એક કદમ પણ દૂર જઇ શકતા નહોતા.

આખું વિશાળ ભાઉસાહેબ દેશાઇનું કુટુંબ વંશપરંપરાથી શ્રીચંદ્રમાજીના ઘરનું એટલે શ્રીપંચમ પીઠાધીશ્વરનું અનુયાયી છે.

આ કુટુંબની કેટલીક હકીકત ટુંકમાં આપી છે.

# ગં. સ્વ. ભગવતી હેતાબાના કુટુંબનો ટુંક પરિચય.

ગુજરાત એ હિંદુસ્તાનનો બગીચો છે. ગુજરાતમાં પણ ચરોતર એ ગુજરાતની ખાસ ફુલવાડી છે. ખેડા જીલ્લાના બોરસદ, આણંદ અને નડિઆદ એ ત્રણ તાલુકા ચરોતર ( ચારુતરસુંદર ભૂમિ ) ને નામે ઓળખાય છે. ચરોતરમાં મુખ્યત્વે પાટીદારોની વસ્તી છે. ચરોતરના પાટીદારો ખાનદાન અને કુળવાન ગણાય છે, તેમાં બાર ગામના પાટીદારો ઘણા ઉંચા કુળના ગણાય છે. નડિયાદ બાર ગામમાં અગ્રગણ્ય છે. તેમાં પેઢીઓથી રાજદ્વારી બાબતોમાં આગળ પડતું ભાઉ સાહેબ દેશાઇનું કુટુંબ છે. હાલના ભાઉ સાહેબના કુટુંબના ભાઉ સાહેબ વિહારીદાસ દેશાઇ મૂળ પુરુષ છે. આમાં જે ચિત્ર છે, તે ભગવતી હેતાબા આ પ્રખ્યાત મહાપુરુષનાં ધર્મપત્ની થાય. હેતાબાનું પિતૃગૃહ એટલે પિયર પણ વસોના રાજદ્વારી ઘરમાં હતું વેણીશાહ બાજીશાહ નામના પ્રખ્યાત રાજવંશી પાટીદારો બે ભાઇ ગાયકવાડના સેનાપતિનો હોદ્દો ભોગવતા, તેમાંના બાજીશાહ આ હેતાબાના પ્રપિતામહ એટલે દાદાના બાપ થાય, વેણીશાહ અને બાજીશાહે ગાયકવાડ સરકારના હુકમથી ખંભાતને ઘેરો ઘાલ્યો; તેમાં તેઓ કપટથી મરાયા, પછી બાજીશાહની ગાદી પર મનોરભાઇ બેઠા, આ મનોરભાઇ હેતાબાના દાદા થાય, મનોરભાઈના દીકરા જીજીભાઈ હેતાબાના પિતા થાય. આ વસોનું કુટુંબ પણ વૈષ્ણવજ છે, ને તે તૃતીય પીઠાધીશ્વરનું શરણાંગત છે. ચરોતરના પાટીદારો ઘણાખરા વૈષ્ણવજ છે, પણ તેઓ વૈષ્ણવ ધર્મનું જ્ઞાન મેળવવામાં બહુ ઓછી દરકાર રાખે છે, પરંતુ આ ભાઉ સાહેબનું કુટુંબ તે જ્ઞાન મેળવવામાં આગળ પડતું છે. પિતૃગૃહમાં તેમજ શ્વસુર પક્ષમાં બેઉ સ્થળે વૈષ્ણવ ધર્મ હોવાથી હેતાબામાં વૈષ્ણવત્વના સંસ્કારો ઉતરે, એ સ્વાભાવિક હતું, અને એ વૈષ્ણવત્વ ચિત્ર ઉપરથી પણ ઝળકી આવે છે. ભગવતી હેતાબા પાંચ પુત્રોનાં માતુશ્રી છે. તેમાં હાલ સરદાર બહાદુર પુરુષોત્તમદાસ ( દયાળ સાહેબ ) અને રા. રા. (નાના સાહેબ) ગોપાળદાસભાઈ હયાત છે. અને રાવસાહેબ હરિદાસ

આના સાહેબ કે મંગળદાસ, તથા માનસાહેબ કે બહેચરદાસ સદ્ગત થયા. ભાઉસાહેબ વિહારીદાસ દેસાઈના કુટુંબનું વંશવૃક્ષ નીચે પ્રમાણે—




નાના બાળકોનો પરિવાર આમાં નથી, પણ સો જેટલાં માણસોનું આ કુટુંબ છે.

(૧) રાવસાહેબ હરિદાસભાઇ ભાવનગરમાં ન્યાયાધીશ, વાંકાનેર અને વઢવાણમાં એડમીન્સ્ટ્રેટર, તેમજ ઇડર અને જુનાગઢમાં દીવાનના હોદ્દા પર હતા. તેમના દીકરા સાધુરામભાઇ અથવા પ્રભુદાસ બેરિસ્ટર એટ-લૉ છે.

(૨) આનાસાહેબ કે મંગળદાસ ભૂજમાં રેવન્યુ ઓફીસર હતા, તાતા સાહેબ કે ગિરિધરદાસ લાઠી અને બજાણાના દીવાન હતા. તેઓ મ્યુનિ. પ્રેસિડેન્ટ પણ હતા. હાલ તેઓ નિવૃત્તિમાં જીંદગી ગુજારે છે. રાવસાહેબ ભગવાનદાસ બી. એ. એલ. એલ. બી. વકીલ હોઈ હાલ નડિઆદ મ્યુનિસિપાલીટીના પ્રેસીડેન્ટ છે.

(૩) માનસાહેબ કે બહેચરદાસને સરદાર બહાદુરનો ઇલ્કાબ હતો. તેઓ મુંબાઇના ગવર્નરની લેજીસ્લેટીવ કૉંસિલમાં મેંબર હતા, એટલુંજ નહિ પણ જુનાગઢના દીવાન પણ હતા. તેમના દીકરા જેરામભાઇ હાલ ગુજરાતના સરદારો તરફથી મુંબાઇના ગવર્નર સાહેબની ધારાસભામાં મેંબર છે.

(૪) દયાળ સાહેબ કે પુરુષોત્તમદાસ સરદાર બહાદુર હોઇ મુંબાઇના ગવર્નરની ધારાસભામાં મેંબર હતા, તેમણે ૧૫ વર્ષ નડિયાદ મ્યુનિસિપાલીટીના પ્રેસીડેન્ટ તરીકે કામ કર્યું હતું. હાલ તેઓ તદ્દન ભક્તિમય દેવ જેવું જીવન ગાળે છે. જ્યારે જઇએ ત્યારે ભક્તિમાર્ગીય પુસ્તકો વાંચતાજ હોય. મારા પર તેઓની એટલી બધી પ્રીતિ છે કે મહીનામાં એક વખત તો તેમને ભગવતસ્મરણ કરવા અમદાવાદથી જવુંજ પડે. જો વધારે વખત થઇ જાય. તો જાતે પોણોસો વર્ષની વૃદ્ધાવસ્થા છતાં હાથે પત્ર લખીને મને બોલાવે, અને સંપ્રદાયની માહેતગારી મેળવી લે. સંપ્રદાયનો દરેકે દરેક ગ્રંથ તેઓ જીજ્ઞાસુવ્રત્તિથી વાંચે છે, ને સંપ્રદાયનાં માસિકો વગેરે પણ જીજ્ઞાસુવ્રત્તિથી

વાંચે છે. આમાં આપેલું ચિત્ર મેં તેમના બેસવાના હોલામાં દીઠું તે દેખતાંજ પવિત્રતાને લીધે તે મને સ્ત્રી ઉપયોગી આ લગ્નગીતના સાહિત્યમાં આપવાનો વિચાર ઉદ્દભવ્યો. મેં માગણી કરી તે ઉદાર-તાથી તેમણે કબુલ રાખી. તેમના દ્વિતીય પુત્ર રાવસાહેબ દાદુભાઇ દેશાઇ તો ખેડુતોના પિતા તુલ્ય હોઇ ખેડુતોની વહારે ચઢનારા છે. તેઓ ઘણાજ લોકપ્રિય હોવાથી હાલ મુંબાઇના ગવર્નરની ધારાસભામાં બાર હજાર વોટથી ચુંટાઇને બેસે છે. પ્રજાના કલ્યાણમાં તેઓ નીડરપણે ભાગ લે છે. બહુજ તીવ્ર બુદ્ધિના હોઈ ઝીણામાં ઝીણી ખુંચો તથા ભૂલો તેઓ શોધીને ધારાસભામાં રજુ કરે છે. આખા ઇલાકામાં તેમનું ભારે માન છે. ધાર્મિક વૃતિ પણ તેમની સારી છે, તદ્દન સાદા અને નિર્માની હોઇ દરેકની વાત તેઓ પ્રસન્ન ચિત્તે સાંભળે છે.

(૫) નાના સાહેબ કે ગોપાળદાસભાઇ પણ નિવૃત્તિ પરાયણ છે, જ્યારે જઇએ ત્યારે તેઓ વાંચતાજ હોય. તેમને પણ ધાર્મિક સાહિત્ય વાંચવાનો શોખ છે. તેમની પાસે જઇએ, ત્યારે જ્ઞાનની ઉંડી ઉંડી વાતો નીકળે. તેમની વાતો એવી કે ઉઠવાનું પણ મન ન થાય. તેમના મોટા દીકરા મનોહરદાસ કે બાલુભાઇ અંતરની ત્યાગવૃત્તિના છે. ચતુર્થ પંચમ પીઠાધીશ્વર ગો. શ્રી. ૧૦૮ શ્રીવલ્લભાચાર્યજીમહારાજના તેઓ કૃપાપાત્ર છે. શ્રી. ગો. શ્રી. ૧૦૮ શ્રીવલ્લભાચાર્યજી મહારાજ નડિયાદ બિરાજે, ત્યારે નાના સાહેબ કે ગોપાળદાસ-ભાઇના બંગલામાં બિરાજે છે. આ આખું કુટુંબ પંચમ પીઠાધીશ્વર શ્રી દેવકીનંદનાચાર્યજી મહારાજશ્રીનું કૃપાપાત્ર છે, અને આ દિવ્ય સ્વરૂપની કૃપાજ આ કુટુંબની ઉન્નતિનું મૂળ છે. બાપાશ્રીદેવકી-નંદનાચાર્યશ્રીનાં ચરણારવિંદે આ આખા કુટુંબની ગૃહભૂમિને એવાં દેવળ આપ્યાં છે, કે તેના ઓજસો ને વાતાવરણની પવિત્રતાથી

અત્યારે પણુ આનંદકારી લાગે છે. છેવટે સદ્‌ગત ગં. સ્વ. ભગવતી હેતાબાના ચિત્રને સ્નેહથી ભગવત્સ્મરણુ કરી અત્રેજ વિરામીએ.

---

હવે જરા બીજી બાબત તરફ જઇએ. આ કાર્યાલયના મદદનીશ સવાલીના દેશાઈ નરરત્ન જશભાઇ જીજીભાઇ મદદમાં અત્યંત ઉત્સાહી છે. તેમના તરફથી આ વર્ષે પણ રૂ. ૧૦૦) અંકે સોની મદદ આવી છે, તેમને ગત વર્ષની માફક પુસ્તકો આપવામાં આવશે. ગત વર્ષમાં પણ જશભાઇ સાહેબ તરફથી રૂ. ૩૦૦) ની મદદ દ્વિતીય પીઠાધીશ્વર ગો. શ્રી ગોપેશ્વર લાલજી મહારાજશ્રીના સ્મારકમાં આવી હતી. ગત વર્ષમાં જે જે ભગવદીયોએ મદદ કરી છે, તે સર્વનો આ કાર્યાલય પર ઉપકાર છે. વળી જેઓએ ગ્રાહકો કરવામાં પરિશ્રમ લીધો છે, તેઓનો ઉપકાર પણુ આ કાર્યાલય પર ઓછો નથી. આ વર્ષમાં પણુ તે સર્વે તેવાજ ઉત્સાહથી મદદનીશ બનશે, એવી આશા છે. આ વર્ષમાં ચાર પુસ્તકો છે.

**બ્રહ્મચારી**—નામે શ્રી ભકિતમાર્ગીય ભાવનાભર્યું રસિક માસિક આ કાર્યાલયમાંથી પ્રકટ થાય છે. તે સંસ્કૃત ગ્રંથોના સરળ અનુવાદ, શ્રી સુબોધિનીજી, શ્રી વલ્લભાખ્યાનના પ્રસંગો ગુજરાતી ટીકામાં સમજાવે છે, તથા શ્રી ગોકુલેશજીના પેટ પકડીને હસાય તેવા બહુ બોધદાયક હાસ્ય પ્રસંગો, તેમજ બોધદાયક વાર્તાઓ વાળું ઉત્તમ માસિક છે, રસાંજલિ પુષ્પાંજલિઓ પણુ હવે શરૂ થઇ જશે. વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે રૂ. ૨).

તંત્રી અને પ્રકાશક,

**દીનકિંકર.**

શ્રીદેવકીનંદનનિવાસચાલ,

રેલ્વેપુરા, અમદાવાદ.

# આ કાર્યાલયનાં પુસ્તકો મળવાનાં ઠેકાણાં.

| નામ. | ઠેકાણું | ગામ |
|---|---|---|
| ૧. હીનકિંકર. | શ્રી દેવકીનંદન નિવાસ રેલ્વેપુરા | અમદાવાદ. |
| ૨. સાકરલાલ ગુલાબીદાસ બુકસેલર | આશાહનુમાન રીચીરોડ | અમદાવાદ. |
| ૩. ભ. માણેકલાલ હરિલાલ શાહ માસ્તર | માળીની ખડકી હીંકવા ચોકી પાસે. | અમદાવાદ. |
| ૪. સૌ. વીજળીબાઇ લાયબ્રેરી | શ્રીકલ્યાણરાયજીના મંદિર પાસે | વડોદરા. |
| ૫. ભ. ચંદુલાલ મગનલાલ ઝવેરી | સુલતાનપુરા અધ્યારુની પોળ | વડોદરા. |
| ૬. ભ. પૂનમચંદ સાંકળચંદ | હાઇસ્કૂલ શિક્ષક | મોડાસા. |
| ૭. રા. રા. મણિલાલ ઇચ્છારામ દેશાઇ | તંત્રીજી ગુજરાતી. | મુંબાઈ (કોટ) |
| ૮. ભ. મણિલાલ જગજીવનદાસ | દેશાઇવાડા | ગોધરા. |
| ૯. ભ. બક્ષીજી મગનલાલ હરિલાલ | મંદિર પાસે | દેવગઢબારીઆ. |
| ૧૦. ભ. તુલસીદાસ લલ્લુભાઇ | | ધંધુકા. |
| ૧૧. ભ. ઉત્તમરામ જમનાદાસ | | પારડી. (સુરત) |
| ૧૨. ભ. મણિલાલ લલ્લુભાઇ | ઠે. બજારમાં | પ્રાંતિજ. |
| ૧૩. ભ. શાંતિલાલ ત્રિભુવનદાસ | કૃષ્ણ કુંજ | વ્યારા. |
| ૧૪. ભ. રમણલાલ ગટુલાલ | મંદિર પાસે | ડભોઇ. |
| ૧૫. ભ. ગોપાળદાસ ગિરિધરદાસ | મોટું મંદિર પ્રસાદી ભંડાર | સુરત. |
| ૧૬. શ્રી ગુસાંઇજીનું મંદિર | મંદિરના મહેતા પાસેથી | ખંભાત. |
| ૧૭. ભ. જીવણલાલ મૂળજીભાઇ | ધોળી કુઇ | પેટલાદ. |

| | | |
|---|---|---|
| १८. भ. माधवलाल छोटालाल | हरिभक्तिनी हवेली | डाकोर. |
| १९. भ. देवचंद मथुरदास श्राफ | | कारंजा (वराड). |
| २०. हरिलाल रामदास | हेडमास्तर साहेब | वीसनगर. |
| २१. भ. गिरिधरदास भीखाभाइ | देशाइवाडा | दाहोद. |
| २२. भ. मनीराम बळदेव | रे. कृष्णपुरा | इंदोर. |
| २३. भ. मोहनलाल रणछोडदास देशाइ | | संखेडा. |
| २४. भ. वैद्यराज मोतीलाल महाशंकर | श्रीगुसांइजीनुं मंदिर | हालोल. |
| २५. भ. गोविंदलाल व्रजलाल | श्रीबाळकृष्णजीना मंदिरना अधिकारीजी | कलोल. |
| २६. भ. चीमनलाल मोतीलाल | सोनीवाडा ( आंबलीनी पोळ ) | पाटण. |
| २७. भ. पुराणी पुरुषोत्तम दामोदर | श्रीमदनमोहनजीनुं मंदिर | महेसाणा. |
| २८. भ. इश्वरलाल व्रजभूखणदास | | चीखली. |
| २९. भ. बाळमुकुंद माणेकलाल मास्तर | | अंकलेश्वर. |
| ३०. भ. बाळमुकुंद माणेकलाल मास्तर | श्रीगोकुळनाथजीनुं मंदिर | भरुच. |
| ३१. पुराणी गोकुळदास बापुजी | श्रीगोकुळनाथजीनुं मंदिर | वाडासीनोर. |
| ३२. संप्रदायनां बधां पुस्तको | नडिआद पु. मा. पुस्तकालय | नडिआद. |
| ३३. भ. कोठारी हरिलालभाइ | बजारमां | झालोद. |
| ३४. भ. पूजालाल त्रिभुवनदास | " | सावली. |
| ३५. चुनिलाल कृष्णाशंकर | मोटुं मंदिर | मुंबाइ. |
| ३६. भ. सोमाभाइ मोतीभाइ पटेल | कलार्क साहेब | बोरसद. |
| ३७. भ. केशवलाल चुनिलाल मास्तर | व्यासवाडा | पेटलाद. |

# નવું વર્ષ રૂ. ૩) માં ચાર પુસ્તકો.

(૧) ધાર્મિક રસિલાં તેમજ સામાજિક ૨૫૨ લગ્નગીતોનો સંગ્રહ બેનોને બહુજ ઉપયોગી. ગ્રાહકો માટે ૦-૧૨-૦ છુટક રૂ. ૧); (૨) વૈષ્ણવ બાલશિક્ષા ભા. ૫ ૦-૮-૦; (૩) શ્રીગોકુલનાથજીના ૨૫૦ હાસ્ય પ્રસંગો કે વચનામૃતો ભા. ૨ ગ્રાહકો માટે ૦-૧૨-૦ છુટક ૧-૦-૦; (૪) ચોરાસી વૈષ્ણવની ભાવના સાથે વાર્તા અથવા શ્રીમહાપ્રભુજીની, શ્રીગુસાંઇજીની, શ્રીગોકુલેશજીની અને શ્રીહરિરાયજીની બેઠકોનાં ચરિત્રો નિજ વાર્તા ઘરૂ વાર્તા સાથે શ્રીહરિરાયજીના જીવન ચરિત્ર માફક શ્રીમહાપ્રભુજીનું જીવન ચરિત્ર પ્રસંગના રંગોથી ચિતરાશે. એમાંથી એક પુસ્તક મળશે. ન્યો. ગ્રાહકો માટે ૧-૪-૦ છુટક ૧-૧૨-૦ પોસ્ટથી મંગાવનારાએ રૂ. ૧) વધારે મોકલવો, જથાબંધ ગ્રાહકો હશે; ત્યાં રેલ્વેથી મોકલવા માર્ગ વ્યય માફ થશે.

## નીચેના ચૌદ ધાર્મિક પુસ્તકોનો નાનકડી લાયબ્રેરી જેવડો ઢગલો પોસ્ટેજ સાથે રૂ. ૫) માં.

(૧) શ્રીહરિરાયજીના દિવ્ય અને મનનશીલ ચારિત્ર સાથે મોટું શિક્ષાપત્ર ન્યો. ૨-૦-૦; (૨) રસિક વિલાસ ૧-૦-૦; (૩) ૧૭૭ હાસ્ય પ્રસંગો ૧-૦-૦; (૪) ૧૫૬ રસિક બોધવચન ૦-૪-૬; (૫) શ્રીકનૈયા પ્રભુનાં દીનતાને આશ્રયનો પદ તથા પુષ્ટિ-શિક્ષા ૦-૧-૩; (૬) વૈ. બાલપ્રાર્થના ૦-૧-૦; (૭) વૈ. બાલપોથી ૦-૧-૬; (૮) વૈ. બાળશિક્ષા ભા. ૧ સ્તોત્રો ૦-૦-૯; (૯) વૈ. બાળશિક્ષા ભા. ૧ નવો ૦-૧-૬; (૧૦) વૈ. બાળશિક્ષા ભા. ૨ જો ૦-૨-૦; (૧૧) વૈ. બાળશિક્ષા ભા. ૩ જો ૦-૨-૩; (૧૨) વૈ. બાળશિક્ષા ભા. ૪ થો ૦-૩-૩; (૧૩) બાલિકા શિક્ષા ભા. ૧ લો ૦-૧-૬; (૧૪) શ્રીમટુલાલજી મહારાજનાં ૩૨ વચનામૃતો ને શ્રી હરિરાયજી કૃત સેવામાર્ગ ૦-૨-૬.

પુસ્તક ૩ જું. શ્રીગોકુલેશજીના ૧૭૭ હાસ્ય પ્રસંગો પોસ્ટેજ સાથે રૂપીઆ એકની ટીકીટ બીડવાથી ઘેર બેઠાં મળી જશે. રસિક વિલાસ પણ રૂપીઆ એકની ટિકીટો બીડવાથી ઘેર બેઠાં મળી જશે.

ધાર્મિક અને સામાજિક,

# લગ્નગીત સાગર.

---

॥ श्रीगोकुलेन्दुर्जयति ॥

## મંગળાચરણ

## શ્રીગોકુલચંદ્રમાજીનું ધોળ.

તમારાં રૂડાં રૂપાળાં રૂપ; શ્રીગોકુલચંદ્રજીરે;
નિરખી થવાય છે તદ્રૂપ. ,,
તમારાં તેજ તણો નહિ પાર; ,,
તમે છો ભક્તોના આધાર. ,,
તમારી આંખલડી અમૃત; ,,
તમને નિરખે થાય કૃતકૃત્ય. ,,
તમે તો રમ્યા રૂડેરા રાસ; ,,
પુરી શ્રીગોપીજનની આશ. ,,
તમારૂં અંગ અતિ સુકુમાર; ,,
છતાં તમે તસ્દી લીધી અપાર. ,,
તમારૂં રસ મદવાળું રૂપ; ,,
તમારાં અમર્યાદિત સુખ. ,,
દ્યો તમે અધરામૃતનાં દાન; ,,

કરે સૌ પ્રીતે તેનું પાન. શ્રીગોકુલચંદ્રજીરે;
તમારા વાંકડીઆ છે કેશ, ,,
તમારો નટવર નાગર વેશ. ,,
આપ છો અખિલ નિરંજન દેવ; ,,
ઓળખે જેહ કરે તમ સેવ.[1] ,,
સદા તમે રસે રમો રસરાય; ,,
તેથી ભકતો સદા સોહાય. ,,
તમારૂં નામ સુણે એકવાર; ,,
તે પણ ઉતરે છે ભવપાર. ,,
કરે જે સદાજ સેવા સાર; ,,
તેના ભાગ્યતણો નહિ પાર. ,,
તમારી પદ રજનો મહિમાય; ,,
કોઇથી તે તો નવ વર્ણવાય. ,,
અમારાં ખોબા જેવાં ઉર; ,,
એશું ઓળખે આપનાં નૂર. ,,
અમે હરિ કરગરીએ નિશદિન; ,,
થઇ પ્રભુ નિઃસાધનને દીન. ,,
કિંકરભાગ્ય તણો નહિ પાર; ,,
આપનો વરસે તે પર પ્યાર. ,,

---

१ चेतः तत्प्रवणं सेवा.

# શ્રીયમુનાજી સ્વરૂપ.[1]

( રાગ—જેને હ્રદયે અખંડ રસિક રૂપ તેને કંઈ નથી કરવુંરે )

સખી નીરખી શ્રીયમુનાજીનું રૂપ; તું તો થાને રસઘેલીરે,
જોને દીસે કેવાં શ્યામ સ્વરૂપ; વરસાવે રસહેલીરે.
રસ વેલી વિંટાઇ જોને ખાસ; તું તો થાને રસઘેલીરે,
શ્રીવૃંદાવિપિન આસપાસ; વરસાવે રસહેલીરે.
વાહે નિર્ગુણ બ્રહ્મરસમાંય; તું તો થાને રસઘેલીરે,
સ્નાન પાન કર્યે નિર્ગુણ થવાય; વરસાવે રસહેલીરે.
સદા જળ કણે કણે વસે ઇશ; તું તો થાને રસઘેલીરે,
કણે કણો નિકુંજ બધી શ્રીશ, વરસાવે રસહેલીરે.
સ્યામ રસે ભર્યાં બધા અંગ; તું તો થાને રસઘેલીરે.
તેથી જણાય છે શ્યામ રંગ; વરસાવે રસહેલીરે.
શ્યામ સંગે વરણાગીથી મ્હાલે; તું તો થાને રસઘેલીરે.
તેથી વાંકી ચુંકી ચાલ ચાલે, વરસાવે રસહેલીરે.
જોને જળમાં ઉઠે લ્હેરી તરંગ; તું તો થાને રસઘેલીરે,
રસ લહેરી શ્રીયમુનાજીને અંગ, વરસાવે રસહેલીરે.
કિંકર ઉપર રાખે દયા ખૂબ; તું તો થાને રસઘેલીરે.
કેવાં દીસે દયાએ મગરૂબ; વરસાવે રસહેલીરે;

---

૧ મંગળાચરણનું ધોળ અધિક ચૈત્રમાં ૧૯૮૨ માં શ્રીકામવન ગયો ત્યારે, અને શ્રીયમુનાજીના સ્વરૂપનું ધોળ શ્રીગોકુલમાં શ્રીગોકુળેશજીની બેઠકજીનાં દર્શન કર્યા બાદ શ્રીગોવિંદઘાટ પાસે બેસીને રચ્યું હતું.

# વિનતિ.

( રાગ—આવોને અલબેલા વહાલા. )

નિકુંજ નાયક શ્રીજી મારા શ્રીવલ્લભના વહાલા રે;
કુંજભવનનાં સુખડાં આપો કિશોર થઈને લાલા રે.
શ્રીનવનીતપ્રિયાજી માહારા ઉરમાં રસ વર્ષાવો રે;
રસ નવનીત અધરામૃત આપો શ્રીમથુરેશનો લ્હાવો રે.
શ્રીવિઠ્ઠલવર અજ્ઞાની છું સાધન બળ નવ કાંઈ રે;
નામ આપનું સાચું કરવા જ્ઞાન ગ્રહ્યું ના કાંઇ રે.
કુંજવિહારી નિત્યવિહારી એ શ્રીદ્વારકાનાથ રે;
કુંજ વિષે મુજને લઇ જાવા પકડો મારો હાથ રે.
શ્રીગોકુલપતિ મહા રસદાની રસીયા રસના ભોગી રે;
રસ રસાયન કણ એક આપો બની જાઉં નીરોગી રે.
શ્રીગોકુલના ઈંદુ મારા ઉરમાં રહેજો રોજ રે;
બહાર પધારી રાસ રમાડો લહેજત આવે તો જ રે.
રંગભૂમિ રાસોની સુની સુની રસની વાડી રે;
વ્રજવેલીની સુની કુસુમડી બળતી નિશને દાડી રે.
છઠ્ઠીપીઠવિહારી પ્રભુજી અઢળક ઢળજો રોજ રે;
નિર્ગુણ રસના આહારી લાવો મહામહા રસની ફોજ રે.
મદનના પણ મોહન મારા ઉરને મોહ પમાડો રે;
વિયોગની ભભુકાવો આગો વળતી રંગ રમાડો રે.
નટવર નાચો નાચ રૂડેરા નાચે અવની આખી રે;
ભાન ભુલે આ અવનીને હું લીન બનું રસ ચાખી રે.

સર્વ રસોની ઉત્સુક તરસી કરગરતી આ દાસીરે,
આ કિંકરી નિઃસાધન તદ્દન સાધન વિહાર વાસીરે,

---

## પુષ્ટિમાર્ગમાં સ્ત્રીઓનું સ્થાન.

## અમે વિશ્વમાં રસ રેલવા ઉતર્યાં.

### ગરબી.

અમે વ્રજમાંથી વિશ્વ વિષે ઉતર્યાંરે લોલ,
અમે પ્રભુની આજ્ઞાને આધીન થયાંરે લોલ.
અમને હરિએ કહ્યુંકે રસ રેલવોરે લોલ,
સકળ વિશ્વને વ્રજરસે ખેલવોરે લોલ.
તેથી વેરાયાં વ્રજરસ રેડવારે લોલ,
રસ તરસ્યાંની તરસ્યા બધી ફેડવારે લોલ.
સદા અમૃતે ભરી અમારી આંખડીરે લોલ,
રસે નમણી અમારી પાંપણ પાંખડીરે લોલ.
અમે આંખે સ્વરૂપ અમૃત ચાખતાંરે લોલ,
અધરામૃત માટે શ્યામ શ્યામ ભાખતાંરે લોલ.
અમે કાને કથામૃત સદા પીજીએરે લોલ,
લીલા લહેરીના રસમાં સદા ભીજીએરે લોલ.
અમ ઉરમાં તે રસસાગર ઉછળેરે લોલ,
રસિયાં સંગે તે ઉર અમારાં મળે રે લોલ.
અમે રોમે રોમે તે બધાં રસ ભર્યાંરે લોલ,

ભવસાગરને કાંઠડે આવી ઠર્યાંરે લોલ.
એમ હાસ્યનાં કિરણે જગ ઉછળેરે લોલ,
પ્રેમ ઉરને કહો કોણ અમારાં કળેરે લોલ.
અમારાં ચાલવાં તે તો છે રમણ રસનાંરે લોલ,
અમારાં અંગો છે શ્યામના વિલાસનાંરે લોલ.
અમે કિંકરીઓ છીએ સકળ શ્યામનીરે લોલ,
અમે જાણ્યું કે પ્રીત એનીજ કામનીરે લોલ.
આવો આવો રસે જો હોય ભીંજવુંરે લોલ,
અન્ય સ્થાને જાઓ જો હોય ખીજવુંરે લોલ.
લહેરો લુંટવી જો હોય તો અહીં આવજોરે લોલ,
આવી આત્માને આનંદે ઝુલાવજોરે લોલ.

---

## કંકોતરી લખતાં ગાવાનાં ગીત.

### વરકન્યાના મળતા વશેક

(રાગ—જાન જનાવરની મળી મેઘાડંબર ગાજે).

જોગો જુગલ જોડી તણા, સુણો સજ્જન સર્વે,
મળતા વશેક સહુ આવિયા, નવ ફુલાશો ગર્વે.
જોડી તે સીતાને રામશી, દીપશે જગમાંહે;
રાધાને શ્યામશા પ્રેમથી, રમશે રસ માંહે.
હરિચંદ્ર ને તારામતી, જેવી પાવન જોડી;
સત્યને કારણે બેઉ જણાં, વહાલી કરશે ન કોડી.
ધર્મને દ્રૌપદીના સમાં, બેઉ ઉદાર રહેશે;

મિત્ર શત્રુ સહુ સમ ગણી, જગમાં જળહળશે.
કર્ણ ને કર્ણપત્ની સમાં, થાશે ભક્ત ને દાની;
સેવા ભજન સતસંગથી, થાશે પ્રભુજીનાં જ્ઞાની
શરીર જુદાંને પ્રાણો એક કરી, મ્હાલશે અવનીમાં,
કિંકર બેઉ જણ પ્રેમીલાં, લહેર કરશે હરિમાં.

## વ્રજની જોષણ.

( રાગ—ગુજરાતની માલણ આવીરે ).

વ્રજ ભૂમિની જોષણ આવી રે; ખૂબ ટીપણાં સાથમાં લાવી રે.
આવતાં જોષણે ભાલને નીરખ્યાં; નિરખી ભાલને જોષણ હસી પડયાં.
પછી બોલ્યાં ઉમળકો લાવીને; આતો દેવતાઇ કુંવરી આવી રે.
એનું ભાલ રમણસ્થળ રાસનું; એનું બ્રહ્માંડ પ્રભુના નિવાસનું.
એનની ભ્રકુટી વચ્ચે વસે હરિ; ત્યાંથી રાસની લીલા શરૂ કરી.
એનને ભાલે તે ચાંદલો શોભતો; તે તો ચંદ્ર શરદ તણો આપતો.
રાસ વિહાર કરે છે વ્રજશશિ; નિરખે રાસ ભાલ આકાશ વશી.
છુટી વેણીવહન યમુના તણાં; વેણી યમુનાસમાં દીસે શ્યામળાં.
ઘોર ગંભીર વેણી છે શામળી; નિરખે રાસરમણ હરખે ભરી.
ધન્ય કિંકરી તારા સુભાલને; જેમાં પ્રભુજી રાસ ક્રીડા કરે.

## જોષણ લીલા.

( રાગ—જીરે ટુંકા ટોડાની માલણી. )

જીરે ટીપણાં ખોસીને જોષણી,
જોષણ આવી અમારે ઘેર—આ રે જોષણી ત્રણ લોકની.

જોષણ આવીને ઉભી બારણે,
એને બોલાવી આનંદ ભેર—આ રે જોષણી ત્રણ લોકની.
પૂછયું જોષણને આવ્યાં થકી ?
અમ ઉપર કરી કૃપા કેમ ?—આ રે જોષણી ત્રણ લોકની.
સતી શાં શાં ભણ્યાં તમે ભણતરો,
કહો સઘળું અમપર કરી મ્હેમ—આ રે જોષણી ત્રણ લોકની.
બોલી જોષણ લટકે લહેરતી,
એની આંખલડી અમૃતની હેલ—આ રે જોષણી ત્રણ લોકની.
એણે વેણી મૂકી છે હીંચતી,
નાખે સુગંધી તેલ ફુલેલ—આ રે જોષણી ત્રણ લોકની.
ચાર વેદ છ શાસ્ત્ર અમે ભણ્યાં,
વળી ભણ્યાં અઢારે પુરાણ—હું રે જોષણી ત્રણ લોકની.
ભણ્યાં ચૌદ વિદ્યા ચોસઠ કળા,
સરસ્વતી ઉપર અમારી આણ—હું રે જોષણી ત્રણ લોકની.
સખિ જોતિષનું હું ઝાઝું ભણી,
કહીએ એજ બને છે સહાય—હું રે જોષણી ત્રણ લોકની.
ભૂત ભવિષ્ય ને વર્તમાનને,
અલબેલી હું જાણું સદાય—હું રે જોષણી ત્રણ લોકની.
બોલ્યાં ઉમળકે રાણીજી રાધિકા,
મારા જોષો જુઓને આજ—હું રે જોષણી ત્રણ લોકની.
બોલી જોષણ જુગતે કરી હવે,
તમને વહાલા ઘણા વ્રજરાજ—હું રે જોષણી ત્રણ લોકની.

વ્રજપતિ છે વશ તમને ઘણા,
વસે સદા તમારી પાસ—હું રે જોષણી ત્રણ લોકની.
તમો રસ વિદ્યામાં પ્રવીણ છો,
તમ હ્રદયે ચતુરાઇનો વાસ—હું રે જોષણી ત્રણ લોકની.
થોડી વારમાં વ્રજપતિ આવશે,
તમને મળશે એ આનંદભેર—હું રે જોષણી ત્રણ લોકની.
હવે રજા અમે લઇશું સખિ,
પડે ખપ બોલાવજો ખાસ—હું રે જોષણી ત્રણ લોકની.
એમ બોલીને ભેટવા જાય છે,
કિંકર બન્યા રસિક રસ રાસ—આ રે જોષણી ત્રણ લોકની.

---

## જોષીઓને નિમંત્રણ.

રાગ—ઝીણા સુતરના પટકા વણાવો, પટકા વણાવો, ઝાઝે હીરે ભરાવો!

ઝાઝા ભણેલાને જોષી વડાવો,
જોષી તેડાવો, જોષો રૂડા જોવરાવો.
જુગલ જોડીના જોગ જોવરાવો,
જોગ જોવરાવો, વળતી મંડપ રચાવો.
નગરીએ નગરીએ પત્રો પઠાવ્યા,
પત્રો પઠાવ્યા, મોટા જોષી તેડાવ્યા.
મથુરાં તે નગરીથી ગર્ગજી આવ્યા,
ગર્ગજી આવ્યાં, ટીપણાં મોટેરાં લાવ્યા.
કાશીથી મોટા મોટા પંડિતો આવ્યા,
પંડિતો આવ્યા, પંડતાઇથી ફુલાયા.

અયોધ્યાનગરીથી મુનિ વસિષ્ઠ આવ્યા,
વસિષ્ઠ આવ્યા, સમરથ એ મુનિરાયા.
કિંકર પ્રભુજીના જોષ જોવા બેઠા,
જોષ જોવા બેઠા, મળતા વશેક સહુઆવ્યા,
મળતા વશેકો બહુ સારા આવ્યા,
બહુ સારા આવ્યા, સાંભળી સૌ હરખાયા.

---

## ગણેશ બેસાડતાં.

રાગ—મારે મંદિરે પધારો શ્રીનાથજી.

મારે આજનો દિવસ અતિ ઉજળો,
હું તો ગણેશ વધાવવા જઇશ.
મારે સોના સામોરે સૂરજ ઉગીયો.
મોટા હરખે મેં પગરણુ માંડીયું;
હું તો લાખેણો લ્હાવો લઇશ. મારે.
આજ સુખનો રત્નાગર રેલીઓ,
આજે લક્ષ્મીની લીલા લહેર મારે.
આજે દશે દિશાઓ દિશે ઉજળી,
આજ શોભી રહ્યું આખું શહેર મારે.
હું તો તરીયા તોરણુ બંધાવું ટોડલે,
મોંઘા મોતીડે પુરાવું ચોક. મારે.
હું તો વાજાં વગડાવું હેતે હરખનાં
લીલા જોવા મળે લાખો લોક. મારે.

કહાવું વહાલાં સગાંને વધામણી,
કરૂં આનંદ ઓચ્છવ આજ. મારે.
આજ ધન્ય ઘડીને ધન્ય દહાડલો,
જાણ્યું આજ મળ્યું રૂડું રાજ. મારે.

મારે આંગણુ સાજન મળી આવશે
મારા ઝરૂખાં ઝાક ઝમાળ, મારે.
ઓપે ઇંદ્રપુરીશા મારા ઓરડાં,
સોના પત્રે મઢેલી પરસાળ મારે.

હું તો સુડલા કોયલડીને વીનવું,
કરે આંગણે મારે કલ્લોલ. મારે.
તમે બેસી સોનાને સુંદર પાંજરે,
બોલો બોલો મધુરા મુખે બોલ. મારે.

સજની સારી વધામણી સાંભળી,
મને આનંદ વધ્યો અંગોઅંગ. મારે
આજ ક્રોડ દિવાળી જેવો દિન કહું,
વધ્યો એથી પણ વધતો ઉમંગ. મારે.

આજ ઘેર ઘેર આનંદ અતિ ઘણો,
આજ શણગાર્યું છે સારૂં ગામ. મારે.
એવો ઉત્તમ અવસર ગણીને,
દે છે આશિષ દલપતરામ. મારે.

---

## કન્યા પૂછે છે.

ઓ મારા દાદા ને વ્હીવા ક્યાં કર્યા,
છોબંધ ખડકી ને માંય પાણીયારાં, ત્રાંબાના બેડાં ને બાર બુઝારાં;
નાની સાસુ ને નાનો સાસરો, વડસાસુ ને વડસાસરાજી,
બારણે ઘોડી ને ઘરમાં છોડી, લાડકવાયીને વિવાહ ત્યાં કર્યા.
( એ રીતે વીરા–મામા વિગેરે મૂકી ગાવું. )

## ગણેશ બેસાડતી વખતે ગાવાનાં ગીત.

સામાને ઓરડા ચીતર્યા રે;
ઉગમણા માંડયા ગણેશ, વાજીંત્ર વાગીયાંરે.
કીયા ભાઇએ ગોરી મોકલ્યાંરે,
જાવ ગોરી ગણેશ વધાવા. વાજીંત્ર.
દાસભાઇએ ગોરી મોકલ્યાંરે,
જાવ ગોરી ગણેશ વધાવા. વાજીંત્ર.
ના જાણું એમના ઓરડા રે,
ના જાણું એમના ગણેશ. વાજીંત્ર.
પ્રભુનાં સિંહાસન ઓરડા રે,
તેમાં બિરાજે વ્રજેશ. વાજીંત્ર.
આપણા ગણેશ જમના માવડી રે
સુંદર દયા ભર્યો વેશ. વાજીંત્ર.
પ્રેમથી એઉને પૂજીએ રે,
એઉનો શ્યામળો વેશ. વાજીંત્ર.

## કન્યાની સંમતિ.

( રાગ—આ મારા દાદા ને વિવાહ કયાં કર્યો.)

આ મારી કુંવરી ને વિવાહ ક્યાં કરૂં ?
ગોકુળ ગામે, રૂડે ઠામે, નંદરાય સસરા ને જશોદા સાસુ,
સુભદ્રા નણદી ને કુન્તા ફોઇજી, માતા મારી ને વિવાહ ત્યાં કરો.
આ મારી કુંવરી ને વિવાહ કયાં કરૂં ?
શ્રીજમુના તીરે, ને નિર્ગુણ નીરે, શ્યામ શરીરે, ને કુંજને દ્વારે,
માતા મારી ને વિવાહ ત્યાં કરો.
આ મારી કુંવરી ને વિવાહ ક્યાં કરૂં ?
વ્રજના દેશે, ને રસબસ વેશે, ગાયો ચારે ને મોહ મારે,
બહુ બળવન્તા ને પ્રેમે હારે, માતા મારી ને વિવાહ ત્યાં કરો.
કુંવરી મારી ને વિવાહ કયાં કરૂં ?
થન થન નાચે, માખણ જાચે, ખીટલીઆળા ને રૂડા કેશે,
મોહ કિંકરીનો રસબસ વેશે, માતા મારી ને વિવાહ ત્યાં કરો.
નાગો નાથે, ને કોમળ હાથે, વેણુ વગાડે ને મોહ પમાડે,
વરદાન આપીને રાસ રમાડે, માતા મારી ને વિવાહ ત્યાં કરો.

---

## શ્રી જમનાજીનું સ્વરૂપ.

રાગ—ઝીણા મારૂજીહો રાજ.

નિરખને બેન પેલાં શ્રીયમુનામાય,
એમને નિરખે હૈયાં હિમ જેવાં થાય—મારી રંગીલી બેન.
જેને વહે કેવાં વરણાગી ભેર,
પ્રભુજી પણ મોહ પામે થાય લીલાલહેર— મારી.

જળ જોને શ્યામરંગી પ્રભુનાં એ અંગ,
આપ્યાં પ્રભુએ જાતે પોતાનાં અંગ— મારી.
કણે કણે પ્રભુ વસ્યા જળ રસમાંય,
તેથી એ જળ રૂડાં શ્યામ જણાય— મારી.
નિર્ગુણ રસનાં વહન મારી બેન,
આચમન કરીએ તો ચઢે રસઘેન— મારી.
ખળખળ જોને અવાજ મીઠા થાય,
હસતાં ઉમંગભેર જાણે ખડખડ થાય— મારી.
આપણાં શ્રીયમુનાજી રસિલાં ગણેશ,
એમનો અતિશય રસબસ વેશ— મારી.
પધરાવો શ્યામાને સુંદર પેર,
કાર્ય પુરણ થાય થાય લીલાલહેર— મારી.
કિંકરીઓના એ પૂરે સદા કોડ,
સ્તુતિ કરો દીન બની બે કર જોડ— મારી.

---

( રાગ—ગીતનો. )

કહ્યું તે કીર્તીજી રાણીએરે, કરી વિચાર અપાર;
ઘેર વિવાહ કુંવારીતણોરે.
પ્રથમ ગણેશજી આવશેરે, રિદ્ધિસિદ્ધિના રાય–ઘેર વિવાહ.
બ્રહ્મા થશે ગોરદેવતારે, પરણાવશે વરકન્યાય–ઘેર વિવાહ.
વિશ્વકર્મા મંડપ બાંધશેરે, રૂડી રૂડી રાખી સોય–ઘેર વિવાહ.
બ્રહસ્પતિ ચુકવશે માંડવોરે, રહેશે જાનૈયાઓ જોઇ–ઘેર વિવાહ.
કુબેરભંડારી દાન આપશેરે, ઇંદ્ર તે ગુંથશે ખુંપ–ઘેર વિવાહ.

શિવજી તે તાંડવ નાચશેરે, યોગી જેવું એમનું રૂપ–ઘેર વિવાહ.
ગાંધર્વ નાચો નાચશેરે, અપ્સરાઓ ગાશે ગીત–ઘેર વિવાહ.
પવન પત્રાળાં કાઢશેરે, સદાની છે એ રીત–ઘેર વિવાહ.
ભક્તો ભજન ગાશે લહેરથીરે
દેશે નારદ આશીર્વાદ–ઘેર વિવાહ.
વિષ્ણુ તે દેખરેખ રાખશેરે, કરાવશે કામ આબાદ–ઘેર વિવાહ.
સૌને એ રાજી રાખશેરે, કિંકરો કરે નહિ પ્રમાદ–ઘેર વિવાહ.

---

## ગણેશ પૂજન.

( રાગ—ભમરા પહેલો વધાવો મારે આવીયો. )

સજની આવા ગણેશ આજે પૂજીએ,
એ છે વિઘ્ન વિનાશક રૂડા દેવરે, પધરાવો તતખેવરે,
ઓ સજની મારી આવો ગણેશ આજે પૂજીએ.
ગણેશ આપણા તે વ્રજપતિ મીઠડા,
ગણ ગોપીગણ પ્રભુનાં પ્રેમી;
ઇશનો અર્થ સ્વામી- ઓ સજની મારી.
ગણેશ આપણા તે પ્રભુશ્રીગોપાળજી,
ગણ તે ગોપતણા નાનેરા બાળરે,
ઇશનો બેસે તાળરે- ઓ સજની મારી.
ગોપ ગોપી ગણોના પ્રભુ ઇશ છે,
માટે ગણેશ એમને પણ કહેવાયરે,

રિદ્ધિ સિદ્ધિ શ્રીજમનાજી છે આપણાં,
એ તો પધારશે પ્રભુજીની સંગરે,
રાખશે રૂડા રંગરે- એ સજની.
ગણેશ આપણા તે બળવંતા સૌ થકી,
આપણાં વિધાતા નિર્ગુણ યમુના માતરે,
દયાળુ છે સાક્ષાતરે- એ સજની.
કિંકર પ્રભુના જગવિષે જે જનો,
તે તો પ્રથમ પૂજશે આ ગણેશરે,
વૈષ્ણવનો એવો વેશરે- એ સજની.
રાજસુયજ્ઞમાં પાંડવોએ પૂજ્યા,
યજ્ઞ જલદીથી થયો ત્યાં સંપૂર્ણ,
વિઘન થયાં સૌ ચૂર્ણ- એ સજની.

---

(રાગ—વિવાહ પગરણ માંડિયાંરે.)

આવો આવોરે ગણેશ ગિરિધારી કે, પગરણ મંગળ માંડીયાંરે.
લાવો લાવોરે સાથે લક્ષ્મીજી પ્યારી કે, પગરણ મંગળ માંડીયાંરે.
રિદ્ધિ સિદ્ધિને પધરાવજો જોડે કે, પગરણ મંગળ માંડીયાંરે.
રિદ્ધિસિદ્ધિ શ્રીયમુનાજી આપશે કોડે કે પગરણ મંગળ માંડીયાંરે.
સર્વે બિરાજો સોનાના બાજઠે કે પગરણ મંગળ માંડીયાંરે.
નવ કરશોરે કાંઇ પ્રીતમ હઠો કે પગરણ મંગળ માંડીયાંરે.
પહેરો પહેરો રે કુસુમની માળ કે પગરણ મંગળ માંડીયાંરે.
ધરજો ધરજોરે કેસરી તિલક ભાલે કે પગરણ મંગળ માંડીયાંરે.

કિંકર મૂકશેરે આપ અંકમાં શિર કે પગરણુ મંગળ માંડીયાંરે.
નિર્ભય થાશેરે ભવોભવ એ શિર કે પગરણુ મંગળ માંડીયાંરે.

---

## કંકોતરી લખતી વખતે ગાવાનાં ગીત.

કંકુ છાટી કંકોતરી મોકલે, કોડે કહાવે સુભદ્રા બેહેન,
વીરા વહેલા આવજો.
શ્રીકૃષ્ણ બળદેવ બે બંધવા, પવિત્ર પિતા વસુદેવ- વીરા.
પાંચ પાંડવ દાસ તે તમતણા, નિશદિન જપે તમારૂં નામ-વીરા.
જગતજનેતા દેવકી ને રોહિણી, જશોદા દેવી તમારાં માત-વીરા.
ભત્રીજાઓ ભલા મન ભાવતા, તમ આવે થશે સુખચેન-વીરા.
રાણી રૂકિમણી ને રેવતી, સત્યભામાનેરે જાંબુવતી- વીરા.
ભીડભંજન મારીરે ભાભીઓ, સોળસહસ્ર એકસોને આઠ-વીરા.
કંથ જેઠ દીયરીઆને કોડ ઘણા, ભાઇ ભવતારણ ભગવાન-વીરા.
સાથે જાદવ સખાઓને લાવજો, બીજો સર્વે કુટુંબપરિવાર-વીરા.
થોડું લખ્યું ઘણું કરી વાંચજો, પ્રભુ નોધારાના આધાર-વીરા.
પ્રાતદૃષ્ટે તે વહેલા પધારજો, શેષનાગ ના પામે પાર-વીરા.

---

## આઠ પ્રભુસ્વરૂપોને કંકોત્રી.

( રાગ—સાતસેં સાંઢણીયો શણગારોરે. )

આઠ હાથણીયો શણગારોરે, નીરો મીઠા સોદકોના ચારોરે,
કનકની અંબાડીઓ તો રચાવોરે, હયોને આજે લાખેણા લ્હાવોરે.
પહેલી હાથણી મોકલો શ્રીજીદ્વારરે, ત્યાંથી પધારે દીનદયાળરે,

શ્રીનાથજીને હરખે પધરાવોરે, આપણો એ પ્રભુ ઉપર દાવોરે.
બીજી હાથણી શ્રીકોટાજી શહેરેરે, જલદી મોકલાવો લહેરે લહેરેરે,
તે પર બીરાજશે શ્રીમથુરેશરે, અને આવશે આપણે દેશરે.
ત્રીજી હાથણીએ શ્રીવિઠ્ઠલનાથરે, પધારશે પકડવાને હાથરે,
વેગી મોકલવાની ઉમંગેરે, પ્રભુ પધારશે રંગે ઉમંગેરે.
ચોથી હાથણી શ્રીકાંકરોલી જાયરે, જઇને રાયસાગરમાં નહાયરે,
પધરાવે શ્રીદ્વારિકાધીશરે, સાથે સેવકો પાંચ પચીસરે.
પાંચમી હાથણીએ શ્રીગોકુલેશરે, એ તો આવશે રસબસ વેશરે,
જોડે શ્રીવલ્લભવર પણ આવેરે, એટલે અનહદ આનંદ આવેરે.
છઠ્ઠી હાથણીએ આવે છોગાળોરે, રાસવિહારી અતિ દયાળોરે,
શ્રીચંદ્રમાજી છે જેમનાં નામરે, છે એ મહા મહારસનાં ધામરે.
સાતમી હાથણીએ ત્રણ સ્વરૂપોરે, ભલે પધારે અમૃતના કુંપોરે,
એ ત્રણેને એક મુકામેરે, પધરાવજો સુંદર ઠામેરે,
આઠમી હાથણી કામવન જાયરે, બિરાજે ત્યાં શ્રીમદનમોહનરાયરે.
ચંદબાવાના એહ સંબંધીરે, એમને પધરાવજો કરી સંધિરે,
સર્વે પ્રભુજીનાં વિવધ સ્વરૂપોરે, કિંકર કિંકરીનાં ઉર વિષે ખુંપોરે.

---

## માલણ લીલા—વેણી ગૂંથણુ.

(રાગ—જીરે વૈશાખે વન વેડિયાં).

સજની વેલે વેલે ફુલ મઘમઘે;
એરે ફુલડાંની ગુંથાવા માળા—માળા રૂડી શોભશે,
સજની કોણ માળા રૂડી ગૂંથશે;
સુકી તુલસીના મોઘેરા થાક—માળા રૂડી શોભશે.

સજની સામળી માલણ ગૂંથશે;
ગૂંથણમાંહે છે ચતુર અથાગ–માળા રૂડી શોભશે.
સજની મલ્લિકા મોઘી તે મઘમઘે;
એનાં ફુલડાંની ગૂંથાવો વણી–વેણી રૂડી શોભશે.
સજની વેણી ગૂંથતાં કેને આવડે ?
સજની ગૂંથાવી વેણી લાખેણી–વેણી રૂડી શોભશે.
સજની સામળી માલણ ગૂંથશે;
વેણી ગૂંથણમાં પ્રવીણ રસાળ–વેણી રૂડી શોભશે.
બોલ્યાં શામળી માલણ સ્નેહથી;
વેણી ગૂંથણના દામ અપાર–વેણી રૂડી શોભશે.
બોલ્યાં રાધા ગોરીરે ઉમંગથી;
માગો વેણી ગૂંથણ કેરાં મૂલ–વેણી રૂડી શોભશે.
આપું આપું રત્નો અને હીરલા;
આપું માગોજી મૂલ અતુલ–વેણી રૂડી શોભશે.
વેણી ગૂંથી છે માલણે વહાલથી;
માગ્યાં પ્રભુજીએ પ્રેમનાં દાન–વેણી અતિ શોભશે.
કિંકર છ માસ ગૂંથતાં વહી ગયા;
પણ નવ રહ્યું કંઇ ભાન–વેણી અતિ શોભશે.
કેશે કેશે તે મોતી ને ફુલડાં;
સામળી માલણે ગૂંથ્યાં રસભેર–વેણી અતિ શોભશે.
કિંકરી વેણીથી રાધા રીઝી ગયાં,
આપ્યાં માલણને પ્રેમનાં દાન–વેણી અતિ શોભશે.

---

( રાગ—મારા ખેતરને શેઢેરે ડમરો કાડે ગંભારરે. )

મારા ખેતરને શેઢેરે કુલડાં કોડે ગંભીરરે
કિયા ભાઇ કુલડાના હુંસીરે કુલડાં કોડે ગંભીરરે
શ્રીકૃષ્ણ કુલડાના હુંસીરે ,, ,, ,,
કઇ વહુ ગૂંથશે માળારે ,, ,, ,,
રાધાજી ગૂંથસે માળારે ,, ,, ,,
કેઈ વહુ ગૂંથશે વેણીરે ,, ,, ,,
રાધાજી ગૂંથશે વેણીરે ,, ,, ,,
મારા ખેતરને શેઢેરે ,, ,, ,,
કિયા ભાઇ કુલડાના હુંસીરે ,, ,, ,,
કઇ વહુ ગૂંથશે માળારે ,, ,, ,,
સીતાજી ગૂંથશે માળારે ,, ,, ,,

(આમ ગમે તે નામ મૂકીને ગવાય.)

---

( રાગ—ગુજરાતની માલણ આવીરે. )

સજની સામળી માલણ આવી રે;
એ તો છાબ ભરી ફુલ લાવી રે.
એણે બેનની વેણીને ગૂંથી રે;
રત્ન જડિત કાંસકીએ ગૂંથી રે.

કેશે કેશે તે કુસુમ પરોવ્યાં રે;
વચ્ચે હિરલાને રત્નો સાયાં રે.
વેણી ગૂંથતાં છ માસ વહી ગયા;

કુસુમ દિવ્ય તે કરમાઇ નવ ગયાં.
જાદુ સામળી માલણના કર વિષે;
તેથી કુસુમ કરમાતાં નવ દિસે.
ધન્ય ધન્ય છે માલણ સામળી;
તને વ્હાશે સદાએ આ કિંકરી.
સુણી સામળી માલણ ખુશી થયાં;
અમર આશિષો દઇને જતાં રહ્યાં.

---

## જોષણ લીલા.

( રાગ—ગુજરાતની માલણ આવીરે. )

વ્રજભૂમિની જોષણ આવીરે;
એ તો બેનને બહુ બહુ ફાવીરે.
એને બોલાવી જોષણ મીઠડી;
કોઇ રસિલી જોષણ દીઠડી.
એને હાથ બતાવ્યા આ દેવીને;
પ્રેમ આદરે તેહને સેવીને.
બોલી જોષણ તે ઉમળકા ભરી;
જુઓ જુગ આને વશ રહે હરિ.
એનો નાવલીઓ પણ સંત છે;
એને હરિ ભજન વિષે ખંત છે.
એ તો સદા આનંદમાં મહાલશે;
એણી ધર્મને પગલે ચાલશે.

બેઉ સાથે પ્રભુ માંહે મહાલશે;
કિંકર કિંકરીના કોડ પુરા થશે.

---

## કુંકોતરી.

(કંકુ છાંટી કંકોતરી મોકલે—એ રાગ.)

સતી સીતા કંકોતરી મોકલે,
સુણજો વિનતિ આ પ્રાણજીવન,
હરખે મારૂં મન—પ્રીતમ વહેલા આવજો.
આપ દુઃખીઆંના બેલી છો શ્રી હરિ,
દુઃખી પ્યારા હું જળ હીણું મીન,
બની ગઇ છું દીન—પ્રીતમ વહેલા આવજો.
એક પળ મારી જુગના જેટલી,
થાય એ મારા ઉરના આધાર,
દીસો છો ઉદાર—પ્રીતમ વહેલા આવજો.
આપનાં રૂપો રૂડાં પ્યારા નીરખી,
હું તો થઇ ગઇ છું આપને વસ,
આપજ મારો રસ—પ્રીતમ વહેલા આવજો.
આપ ઇશ્વર ભૂતળે ઉતર્યા,
મળશે મુજ જેવી અપરમપાર,
પણ હું હકદાર—પ્રીતમ વહેલા આવજો.
હું છું દાસી પ્રીતમ ભવો ભવ તણી,
તેને તરછોડયે પાલવે કેમ?
રાખો હરિ રહેમ—પ્રીતમ વહેલા આવજો.

પ્યારા ઉભી ઉભી જોઉં વાટડી,
મુજને બીજું સુજે નવ કાંય,
મનમાં કંઇ કંઇ થાય—પ્રીતમ વહેલા આવજો.
મારા મનડાં તે ઢળીઆં છે આપમાં,
આપ સાથે થઇ ગયાં એક,
ભળ્યાં છેકાછેક—પ્રીતમ વહેલા આવજો.
સ્વામી સુરતાઓ મારી આંખો તણી,
ઉતરી આપમાં થઇને સ્થિર,
સુણો રણધીર—પ્રીતમ વહેલા આવજો.
મારા આત્માને ચેન પડે નહિં,
એ તો આપના વિના મુંઝાય,
લાગી એને લ્હાય—પ્રીતમ વહેલા આવજો.
કિંકર વિનતિ કરે છે આ રઘુપતિ,
હવે જલદી આવો દુઃખી પાસ,
ફળે એમની આશ—પ્રીતમ વહેલા આવજો.

---

(રાગ—મોરારાજ.)

આજે નારદ ઋષિ આવ્યા, કંકોતરીઓ વહેંચવા-મોરારાજ.
શ્રીકૃષ્ણે છુપા બોલાવ્યા કંકોતરીઓ વહેંચવા-મોરારાજ.
નંદજીએ લખીઓ કંકોતરીઓ આપી ઋષિના હાથમાં-મોરા.
હવે આ કંકોતરીઓ રૂડી વહેંચો બધા સાથમાં-મોરારાજ.
પ્રથમ બ્રહ્માજીને ઘેર કંકોતરી આપવા-મોરારાજ.
આપી છે બાપને હાથ પ્રભુને ત્યાં પધરાવવા-મોરારાજ.

બોલ્યા બ્રહ્મા રૂડા હરખી જોડી આ અમર તપો—મોરારાજ
નારદજી આવ્યા કૈલાસે જપાય હરિના જપો—મોરારાજ
શંભુ ના કરમાં કંકોતરી આપી આનંદથી—મોરારાજ
જીવો જુગો જુગ જોડી આશીર્વાદ આપીયા—મોરારાજ
પારવતીએ હઠો લીધો ચાલો જઇએ જાનમાં—મોરારાજ
આખલો આણ્યો તૈયાર જઇએ હરખે માનમાં—મોરારાજ
આવ્યા નારદ સ્વર્ગ લોકે ઇંદ્રરાજા ગાદીએ—મોરારાજ
બોલ્યાં ઇંદ્રાણી ઉમંગે કંકોતરીઓ સાખીએ—મોરારાજ
જઇએ ગોકુળીઆની ગલીએ રાધા પરણે શ્રીહરિ—મોરારાજ
સુખનાં સરોવર ભરીઆં આનંદ રહેશે ઉછળી—મોરારાજ
ત્યાંથી અલકાપુરી આવ્યા ભંડારી ભંડારમાં—મોરારાજ
કુબેર કોઠીલાને આપી કંકોતરી હાથમાં—મોરારાજ
જય જયકાર અવાજ વધા ફૂતો હરખથી—મોરારાજ
જઇએ ચાલો હરિની જાને ભરેલા ભંડારથી—મોરારાજ
ગણપતિ ગભરાયા ખૂબ કંકોતરીઓ ના મળી—મોરારાજ
શિવની કંકોતરીમાં નામ વાંચ્યું અતિ થઇ રળી—મોરારાજ
રિદ્ધિને સિદ્ધિ ગણેશને જાને જવા રીઝવે—મોરારાજ
સૌના પહેલાં આપણે ચાલો લોકો નહિ બીજવે—મોરારાજ
રિદ્ધિ-સિદ્ધિ થયા તરત તૈયાર જાને જવા—મોરારાજ.
શ્રીકૃષ્ણના સહુ દાસ પ્રભુને વહાલા થવા—મોરારાજ.

## વડી-પાપડ કરતાં ગાવાનાં ગીત.

માળી વેડે છે જાવંત્રીના ફુલ, માલણ ગૂંથે વિંઝણોરે;
આપણી નગરીમાં કીયા ભાઇ હેથાઇ છે તેને ઘેર જશે વિંઝણોરે.
સુતા જાગોને સુભદ્રાના વીર, માલણ માગે શીખનેરે;
ગોરી આપોને ગરથ ભંડાર ખીલેથી છોડો ગાવડીરે.
માળી વેડે છે જાવંત્રીના ફુલ, માલણ ગૂંથે વિંઝણોરે.
આપણી નગરીમાં શ્રીકૃષ્ણ હેશાઇ છે, તેને ઘેર જશે વિંઝણોરે;
સુતા જાગોને સુભદ્રાના વીર, માલણ માંગે શીખનેરે.
ગોરી આપોને હૈયા કેરા હાર, માલણ જશે મલપતીરે.
( વગેરે મૂકીને ગાવું. )

---

( રાગ—મોરારાજ. )

પાવાનું પારેવડું મોરારાજ;
જઇ બેઠું સોરંગીને છાડવે—ચુડો ચતુરે રંગ્યો—મોરારાજ.
પહેરે કઇ વહુ ચુડીલા મોરારાજ;
પહેરે કીયા ભાઇના રાજમા— ચુડો.
પાવાનું પારેવડું મોરારાજ;
જઇ બેઠું સોરંગીને છાડવે— ચુડો.
પહેરો રાધા વહુ ચુડીલા, મોરારાજ;
પહેરો શ્રીકૃષ્ણજીના રાજમાં— ચુડો.

( રાગ—ગીતનો. )

સોનાની સળીઓનો માંડવોરે;
રૂપાસ્તંભ રોપાવ, બાળા જોબનમાં માંડવો રચ્યોરે.
કીયા ભાઇને ઘેર શુકન ગોરીરે;
મીઠા બોલી છે નાર— બાળા.
મીઠેને બોલેને દીલ વસ્યાંરે;
હૈયે હરખ ન માય— બાળા.
હરખે શું આપ્યાં બેસણુંરે;
દુધે ધોયા છે પગ— બાળા.

---

( રાગ ઉપરનો.)

રાજનગરના સુથારી તેડાવો તો રસીયા બાજઠ નીપજેરે;
બાજઠે બારસો બારીયો મેલાવો તો,
આવતાં સાજન શોભશે રે.
બાજઠીઆમાં બાળીયો મેલાવો તો;
આવતાં સાજન શોભશે રે.
બાજઠ નીચે જાજમો પથરાવો તો;
આવતાં સાજન શોભશે રે.
સાજન કહીએ શ્રીબળદેવજીના વીરા તો;
ચડયે ઘોડે આવશે રે.
ઘોડીલાને બાંધો ઘોડાશાળ;
બળદોને બાંધો ઓરડે રે..

ઘોડીલાને નીરો નાગરવેલ;
બળદોને નીરો ચીમડું રે.
ઘોડીલાને પાઓ કઢીયલ દુધ;
બળદોને ચોળો ચુરમું રે.
ઘોડીલાને કોટે ઘુઘરમાળ;
બળદોને કોટે સાંકળી રે,

---

( રાગ—શ્રીકૃષ્ણકમલ મુખ નિરખવા ચાલો શ્રીનંદજીને દ્વારરે. )

ધર્મ રાયે સરોવર ગોડાવીઆં, ઇંદ્ર રાજા જળ પાવા જાયરે,
સાથીડે પાણીયારી પાણી ભરે, સામે નીરે ઘોડાની હારેરે.
ઈંદ્ર રાજાએરે કાંકર નાંખીયા, ફોડયાં મારાં સોનાનાં બેડાંરે;
રડતાં તે રીસભર્યાં સંચર્યાં, આવી ચઢયા દાદાને દેશરે.
ખોળે બેસાડી દાદે પૂછીયું, કોણ વઢયું ને કોણે દુભીયું,
કોણે તમને દીધલી ગાળરે,
નથી વઢયાં ને નથી દુભીયાં, નથી અમને દીધલી ગાળરે;
ઈંદ્ર રાયેએરે કાંકર નાંખીઆ, ફોડયાં મારાં સોનાનાં બેડાંરે.
ધર્મ રાયે બોડી સાજ નાંખીઆ, મળીરે વિધાતાઓ ચારરે;
ચારેના હાથમાં ચાર થાળીઓ, ચારેના હાથમાં ચાર લેખણો;
ચારે લેખ લખવાને જાયરે.
પહેલીરે પોળમાં પેસતાં, મળીયાંરે નિશાળીયા ચારરે;
ચારના હાથમાં ચાર પાટીઓ, ચારે વેદ ભણવાને જાયરે.
બીજી તે પોળમાં પેસતાં, મળીરે કુંવારિકા ચારરે;

ચારેયના હાથમાં કંકાવટીઓ, ચારે ગોર પૂજવાને જાયરે.
ત્રીજી તે પોળમાં પેસતાં મળીરે સૌભાગ્યવંતી ચારરે;
ચારના હાથમાં ચાર થાળીઓ, શ્રીયમુનાજી પૂજવા જાયરે.
ચોથી તે પોળમાં પેસતાં, સામી ઇંદ્ર રાજાની મેડીરે;
ઉભા રહીને નગરીના રાજવી, મારી બેટી તુજને વરસેરે;
તમે ધર્મરાજા અમે ઇંદ્રરાજા, તમ બેટી અમ ઘેર હોય ક્યાંથીરે.

---

વરસ્યા વરસ્યા અષાડીના મેઘ, હળીએ હળાં જોતર્યાં. સોરારાજ.
વાવી વાવી ચોળ મજીઠ, વાડામાં વાવી એલચી. ,,
નીંદી નીંદી ચોળ મજીઠ, વાડામાં નીંદી એલચી, ,,
પાઈ પાઇ ચોળ મજીઠ, વાડામાં પાઈ એલચી. ,,
નીંઘલઇ નીંઘલઇ ચોળ મજીઠ, વાડામાં નીંઘલઇ એલચી. ,,
પાકી પાકી ચોળ મજીઠ, વાડામાં પાકી એલચી. ,,
કાપી કાપી ચોળ મજીઠ, વાડામાં કાપી એલચી. ,,
મસળી મસળી ચોળ મજીઠ, વાડામાં મસળી એલચી. ,,
સસરાને ઘેર રાવણ સરીખું રાજ, હજારી ઢાલાં ઘેર ભર્યાં. ,,
જેઠને ઘેર અટક બોલી નાર, હજારી ઢાલાં કેમ ભર્યાં ,,
દીયરને ઘેર બાળા ભોળી નાર, મહોલોમાં કેમ રહી એકલી ,,
નણદોને નાનું સરખું રાજ, ચાકરી મહોલોમાં કેમ રહી એકલી ,,

---

( રાગ—અમદાવાદી જુગારી તેડાવો તો રસિયા બાજઠ નીપજેરે. )
કોયલ કોઠે કંકોતરી બંધાવો તો કોયલ જાશે નોતરેરે
ગોકુળમાંથી નોતરાં નીરા શ્રીકૃષ્ણનેરે

ઘાટડીઆળા લક્ષ્મીજીના કંથ, કોયલડી
તું તો ક્યાં વસેરે.
વસુ વસુ આંબલીયાની ડાળે,
સરોવર કેરી પાળે વસુંરે;
કોયલ કોટે કંકોતરી બંધાવો તો,
કોયલ જાશે નોતરેરે,
પાસે ઘેરથી નોતરે વીરા બળદેવજીરે,
હાલરાવાળાં રેવતી વહુના કંથ;
કોયલડી તું તો ક્યાં વસેરે.
વસુ વસુ આંબલીયાની ડાળે,
સરોવર કેરી પાસે વસુંરે

---

રાગ—મોરારાજ.

ઘોળોને ઘોડો હંસનોરે મોરારાજ
ચીતરીઓ પલાણુરે લેખાવટીયાં,
મારૂ સાથે નહિ બોલું મોરારાજ.
સોના તે કેરૂ મારૂં બેડલું, મોરારાજ
રૂપલા ઉઢાણુી હાથરે લેખાવટીયાં૦
સરોવર પાણી સંચર્યા, મોરારાજ
સાંભળી એક અવનવી વાતરે. લેખાવટીયાં૦
કોણે કહ્યા ને કોણે સાંભળ્યા મોરારાજ
કોણે ચલાવીરે વાત. લેખાવટીયાં૦

ચાંદ કહ્યા ને સુરજ સાંભળ્યા મોરારાજ
વાયે ચલાવી વાતરે. લેખાવટીયાં૦
શાને લગને સાહેબા પરણશો મોરારાજ
ક્યારે ચલાવશો જાનરે. લેખાવટીયાં૦
શેરે વાંકરે સાહ્યબા પરણશો મોરારાજ
શેરે વાંકે લાવશો શોક્યરે. લેખાંવટીયાં૦
તમારા પાંચ્યારે ગોરી શામળા મોરારાજ
ગોરા પાંચાલીયાની ખાંતરે. લેખાવટીયાં૦
તમારી તે વેણુ ગોરી ટુંકડી મોરારાજ
લાંબી વેણીની ખાંતરે. લેખાવટીયાં૦
તમારારે છોરૂ ગોરી ગોબરા મોરારાજ
ભેગા બેસાર્યાની ખાંતરે. લેખાવટીયાં૦
તમારારે મહીયર ગોરી વેગળાં મોરારાજ
ઢુંકડાં સાસરીયાની ખાંતરે. લેખાવટીયાં૦
તમારોને બાંધવ ગોરી એકલો મોરારાજ
સાત સાળાની ખાંતરે. લેખાવટીયાં૦
પરણી સરણીને સાહ્યબો આવીઓ મોરારાજ
લાવ્યા નાનેરી શોક્યરે. લેખાવટીયાં૦
ઉઠો ગોરીરે રસોઇ કરો મોરારાજ
જમશે નાંનેરી શોક્યરે. લેખાવટીયાં૦
કોના જેવીને કોના જેવડી મોરારાજ
કોણ સરખી છે શોક્યરે. લેખાવટીયાં૦

તુજરે જેવીને તુજ જેવડી મોરારાજ
જાણે તમારી બેનરે. લેખાવટીયાં૦
વચમાં ભરાવો સાહ્યબા ભીંતડી મોરારાજ
રહેશે નાનેરી શોક્યરે. લેખાવટીયાં૦
વચમાં મેલાવો સાહ્યબા જાળીયાં મોરારાજ
નિત્ય ધડાકા લઇશરે. લેખાવટીયાં૦

---

લાડકડી ચઢીરે કમાડે સુંદર વરને નિરખવારે,
દાદાજી મુજને પરણાવો મેં ન્યાળ્યો નિશાળીયોરે;
કહો બેની ક્યાં થકી દીઠો કે ક્યાં તારા મન વસ્યાંરે,
નિશાળે ભણંતલો દીઠો અક્ષરે મારા મન વસ્યાંરે.
લાડકડી ચઢીરે કમાડે સુંદર વરને નિરખવારે,
કાકાજી મુજને પરણાવો મેં ન્યાળ્યો નિશાળીઓારે;
કહો બેની ક્યાં થકી દીઠો કે ક્યાં તારા મન વસ્યાંરે,
સરોવરમાં ઝીલતાં દીઠો મોરલીયેરે મારા મન વસ્યાંરે.
લાડકડી ચઢીરે કમાડ સુંદર વરને નિરખવારે,
મામાજી મુજને પરણાવો મેં ન્યાળ્યો નિશાળીઓારે;
કહો બેની ક્યાં થકી દીઠો ને ક્યાં તારા મન વસ્યાંરે,
નાતમાં જમતેલો દીઠો કોળીએ મારા મન વસ્યાંરે.
લાડકડી ચઢીરે કમાડ સુંદર વરને નિરખવારે,
વીરાજી મુજને પરણાવો મેં નાળ્યો નિશાળીઓારે;
કહો બેની ક્યાં થકી દીઠો ક્યાં તારા મન વસ્યાંરે,
ઘોડીલો ખેલાવતાં દીઠો મુકટે મારા મન વસ્યાંરે.

લાડી લાડણી તે લખી કાગળ મોકલે,
વર શુદ્ધ કુલના વહુલેરા આવ. ચતુર્ભુજ દળરે ચઢયા૦
જીરે હું કેમ આવું લાડી એકલો,
દાતણ વિના વરરાયની જાન. ચતુર્ભુજ દળરે ચઢયા૦
જીરે લાડી આપે આવળો રોપાવીઓ,
દાતણ કરશે વરરાયની જાન. ચતુર્ભુજ દળરે ચઢયા૦
લાડી લાડણી તે લખી કાગળ મોકલે,
કુંવર મોટાના વહેલેરા આવ. ચતુર્ભુજ દળરે ચઢયા૦
જીરે હું કેમ આવું લાડી એકલો,
મર્દન વિના વરરાયની જાન. ચતુર્ભુજ દળરે ચઢયા૦
જીરે લાડીકકિ જાવેલો પીલાવીઓ
મર્દન કરશે વરરાયની જાન. ચતુર્ભુજ દળરે ચઢયા૦
લાડી લાડણી તે લખી કાગળ મોકલે,
વર મોઘેરા વહેલોરા આવ. ચતુર્ભુજ દળરે ચઢયા૦
જીરે હું કેમ આવું લાડી એકલો
નાવણ વિના વરરાયની જાન. ચતુર્ભુજ દળરે ચઢયા૦
જીરે લાડીમામે સરોવર ગોડાવીઆં
નાવણ કરશે વરરાયની જાન. ચતુર્ભુજ દળરે ચઢયા૦
લાડી લાડણી તે લખી કાલળ મોકલે,
વર વરણાગીયા વહેલોરે આવ. ચતુર્ભુજ દળરે ચઢયા૦
જીરે હુ કેમ આવું લાડી એકલો,
ભોજન વિના વરરાયની જાન. ચતુર્ભુજ દળરે ચઢયા૦

જીરે લાડીવીરે શાળો રોપાવીઓ,
ભોજન કરશે વરરાયની જાન– ચતુર્ભુજ દળરે ચઢયા૦
લાડી લાડણી તે લખી કાગળ મોકલે,
વર નાનેરા વહેલેરો આવ– ચતુર્ભુજ દળરે ચઢયા૦
જીરે હું કેમ આવું લાડી એકલો,
મુખવાસ વિના વરરાયની જાન– ચતુર્ભુજ દળરે ચઢયા૦
જીરે લાડીબાપે નાગરવેલ રોપાવીઓ,
મુખવાસ કરશે વરરાયની જાન– ચતુર્ભુજ દળરે ચઢયા૦

---

કાચી ઈંટના બંગલા ચણાવો મેંતો,
કોડે પગરણુ માંડીયાંરે,
એ બંગલામાં જાજમો પથરાવો, મેતો૦
જાજમ ઉપર ગલીચા પથરાવો, મેંતો૦
ગલીચા પર ગાદીઓ પથરાવો. મેંતોં૦
ગાદી ઉપર બાજઠો ઢળાવો, મેંતો૦
બાજઠ ઉપર બાજીઓ ઢળાવો, મેંતો૦
સોના કેરાં તે સોગટડાં ઢળાવો, મેંતો૦
પાસે મુકો પરવાળાના પાસા, મેંતો૦
રમશે રમશે કિયાભાઇ દરબારી મેંતો૦
સામા બેસસે કિયાભાઇ સરકારી, મેંતો૦
હાર્યા હાર્યા કિયાભાઈ સરકારી મેંતો૦
જીત્યા જીત્યા કિયાભાઈ દરબારી, મેંતો૦

ઘેર ગયાને ઘરની નારે પૂછયું સ્વામિ
કોણ હાર્યું કોણ જીતીયુંરે.
હાર્યો હાર્યો લાડી કેરા બાપ
મોટાનું સાજન જીતીયુંરે.
હાથી ખાણથી હાથીડા શે ન હાર્યા સ્વામી
દીકરી પર ઘેર હારીયારે.

---

## વડી પાપડ કરતાં ગાવાનાં ગીત.

( રાગ—શહેરનો સુબો વયારે આવશેરે, એ રાહ. )

રાયની પરસાળે ઉભા રાણીજી પીયુજી સાથે રઢા લેઇ રહ્યાંરે,
જોજોરે રાજા સુરત શહેર, મારે મોહનીયું પહેરવુંરે;
જોયાં જોયાં તે રાણી સુરત શહેર, મને મોહનીયું ના મળ્યુંરે,
કહો તો રાણીજી કીનખાબ મુલવું, કીનખાબની ભાતે
બુટાની બુટીયો, એમાં અમે શું પહેરીએરે.
જોયાં જોયાં તે રાણી સુરત શહેર, શેરી બજારે, ચોરાસી ચૈટે;
બાવન બજારે દોશીડા દુકાને, કિનખાબને થપ્પે,
સાડીઓની ઘેડે, તોયે મોહનીયું ના મળ્યુંરે.
રાયની પરસાળે ઉભાં રાણીજી પિયુજી સાથે રાઢા લઇ રહ્યાંરે,
જોજોરે રાજા મુંબઈ શહેર મારે મોહનીયું પહેરવુંરે;
જાયાં જોયાં તે રાણી મુંબઇ શહેર મને મોહનીયું ના મળ્યુંરે,
કહો તો રાણીજી બાંટને મુલવું, બાટની ભાત ઝીણી ઝીણી,
હોય એમાં અમે શું પહેરીયેરે.

જોયાં જોયાં તે રાણી મુંબઈ શહેર, શેરી બજારે, ચોરાસી ચૌટે,
બાવન બજારે દોશીડા દુકાને, કિનખાબને થપ્પે;
સાડીયોની ઘેડે, તોયે મોહનીયું ના મળ્યુંરે.
શયની પરસાળે ઉભા રાણીજી પિયુજી સાથે રઢો લેઇ રહ્યાંરે,
જોજોરે રાજા કલકત્તા શહેર મારે મોહનીયું પહેરવુંરે,
જોયાં જોયાં તે રાણી કલકત્તા શહેર મને મોહનીયું ના મળ્યુંરે.
મોહનીયું પહેરી ઓરડેરે ઉભાં સાસુએ મોં મચકોડીયાંરે,
નથી મૈયરનાં માયને બાપ, નથી મૈયરમાં ભાઇને ભોજાઇ,
કોણે મોહનીયું વહોરીયુંરે;
સાસુના જાયા નાની નણદીના વીરા, એમણે વહોર્યું ને
અમે પહેરીયુંરે.
મોહનીયું પહેરીને પરસાળે ઉભાં જેઠાણી મશ્કરીએ બોલીયાંરે;
નથી મૈયેરિયામાં કાકો ને માસી કોણે મોહનીયું વહોરીયુંરે,
સાસુના જાયા નાની નણદીના વીરા એમણે વ્હોર્યું ને
અમે પહેરીયુંરે.

---

રાગ—ગીતનો.

પારવતી શિવજીને વીનવેરે, પિયુ અમને તિલક ઘડાવો,
એ તિલકની બહુ રેઢારે,
તમ પાસે મોતીઆંની માળા એ તિલકની શી રેઢારે.
ત્યાંથી પારવતી રીસાઇ ગયાંરે, અચકા ને બચકા બાંધીયારે,
ચુલે તે ખીચડી ખદખદે હોલે ચુલે કઢીયેલાં દૂધ,
હું રીસ ભરી નિસરીરે.

પાસેની પાડોશણુ બેનડીરે જોજો બેની ઘરની તપાસ,
હું રીસ ભરી નિસરીરે.
કેડે તે ગણુપતિ દીકરોરે આંગળીયે કુંવરી કુંવારા
હું રીસ ભરી નિસરીરે.
ગાયો ચારતાં ગોવાળીયારે કઈ મારા મહીયરની વાટો
હું રીસ ભરી નિસરીરે.
ડાબા તે મેલો બેની ડુંગરારે જમણા મહીયરના મારગ
હું રીસ ભરી નિસરીરે.
આગળ શિવજી ફરી વળ્યારે વળો વળો નીચાંની છોરી,
ઉંચા ઘર આપણાંરે.
તમ સારૂ તિલક ઘડાવુંરે હું રીસ ભર્યો બોલીયોરે,
પુત્ર વિનાના પારણીયાં સુનારે હું રીસ ભર્યો બોલીયોરે
પુત્રી વિનાની પરસાળો સુનીરે હું રીસ „ „
ગૌરી વિનાના ઘર બાર સુનાંરે હું રીસ „ „

---

રાગ—ગીતનો.

વેવાઇના ચોક વચ્ચે આવળો રોપાવો,
દાતણુની મીષે જોવા જાયરે બળદેવજી વીરા, મોતીનો દાણો૦
વેવાઇના ચોક વચ્ચે સરવર ખોદાવો,
નાવણુની મીષે જોવા જાયરે બળદેવજી વીરા. મોતીનો દાણો૦
વેવાઇના ચોક વચ્ચે કંદોઇ વસાવો,
ભોજનની મીષે જોવા જાયરે બળદેવજી વીરા. મોતીનો દાણો૦
વેવાઇના ચોક વચ્ચે તંબોળી વસાવો,
મુખવાસના મીષે જોવા જાયરે બળદેવજી વીરા. મોતીનો દાણો૦

રાગ—ગીતનો.

ઉંચી ઉંચી મેડીયો ભમરા બારસો તે બારીયો,
બારીયે બેઠાંરે ભમરા બે જણાંરે,
જે રે જોઇએ તે માગો મારાં ગોરી,
પાછલે પરોઢીયે ગામ ચાલશુંરે.

ચોખાનો ચુડો લઇ ઘેર આવો મારા સાયબા,
રાઇના કાંકણુ લઈ આવજોરે.
ચોખાનો ચુડો કેવો હોય મારી ગોરી,
રાઇના કાંકણુ કાંઇ નીપજેરે.

અવળાં ગોરાંદેવ તમે અવળું શું બોલો,
અવળું બોલો તો મનડા ઉતરશેરે.
ઉંચી ઉંચી મેડીયો ભમરા બારસો તે બારીયો.
બારીયે બેઠા ભમરા બે જણારે,
જે રે જોઇએ તે માગો મારી ગોરી,
પાછલે પરોઢીયે ગામ ચાલશુંરે.
ફુલડાંની ચુંદડી લઇ ઘેર આવો મારા સાયબા,
ફુલડાંની મોજડી લઇ ઘેર આવજોરે.
ફુલડાંની ચુંદડી કેવી હોય મારી ગોરી,
ફુલડાંની મોજડી ક્યમ નીપજેરે.
અવળાં ગોરાં દેવ અવળું શું બોલો,
અવળું બોલ્યે દીલડાં ઉતરશેરે.

રાગ—ગીતનો.

નાનું શું બાટવું મોગરે રચાવો તો,
એકે ને પાંદડે મારો મંડપ છાયોરે.
હું તમને પૂછું છું ગંગા જમનાં બેનીરે
સરવરીયાનાં નીરરે બેની કોણે ડોળ્યારે.
આવે છે આવે છે શ્રીકૃષ્ણના ભક્ત તો,
હાથીડાની હલકે મારાં નીરરે ડોળ્યાંરે.
નાનું શું બાંટવું મોગરે રચાવો તો,
એકે ને પાંદડે મારો મંડપ છાયોરે.
આવે છે આવે છે શ્રીકૃષ્ણના વીરા તો,
ઘોડીલાની હલકે મારાં નીરરે ડોળ્યાંરે.
નાનું શું બાંટવું મોગરે રચાવો તો,
એકે ને પાંદડે મારો મંડપ છાયોરે.
આવે છે આવે છે શ્રીકૃષ્ણના દાદા તો,
ઘોરીડાની હલકે મારાં નીરરે ડોળ્યા રે.
નાનું શું બાટવું મોગરે રચાવો તો,
એકે ને પાંદડે મારો મંડપ છાયોરે.
આવે છે આવે છે શ્રીકૃષ્ણના કાકા તો,
સાજનોની હલકે મારાં નીરરે ડોળ્યાંરે.

( રાગ—ગીતનો. )

આંબલે તે લળીરે કોયલડી,
ટોળે ટુહુક્યા છે મોર, રાજ મારો આંબોરે મોરીયો.
હું તમને પૂછુંરે કીયા ભાઇ, તમારં કીયાંરે ગામ. રાજ૦
હું તમને પૂછુંરે બળદેવજી, તમારાં કીયાંરે ગામ. રાજ૦
ગોકુલ ગામ લીધાંરે બેસણાં,
નંદગામ દાદાના ગામ. રાજ૦
આંબલે તે લળીરે કોયલડી.
ટોળે ટહુક્યા છે મોર, રાજ મારો આંબોરે મારીયો,
હું તમરે પૂછુંરે કીયા ભાઇ, તમારાં કીયાંરે ગામ. રાજ૦
હું તમને પૂછુંરે પ્રભુજી, તમારાં કીયાંરે ગામ. : રાજ૦
વૃંદાવન લીધારે બેસણા,
નંદગામ દાદાના ગામ. રાજ૦

---

( રાગ—ગીતનો. )

મને દેશલીઓ દેખાડો રાજ બનડા,
હું દેશલીઆની ભૂલી રાજ બનડા,
ઓ જીયા વર તમારારે બાપા;
જાણે અરીસાની ખાપ— રાજ બનડા–મને દેશલીઓ૦
ઓ જીયા વર તમારારે કાકા,
જાણે માન સરોવર આકા— રાજ બનડા–મને દેશલીઓ૦
ઓ જીયા વર તમારારે મામા,
જાણે માન સરોવર આંબા— રાજ બનડા–મને દેશલીઓ૦

એ જીયા વર તમારારે વીરા,
જાણે હડમગચ્છના હીરા. રાજ બનડા—મને દેશલીઓ૦
જાણે ધમધમતીને વ્હેલારે. રાજ બનડા—મને દેશલીઓ૦

---

( રાગ—ગીતનો. )

ઉંચો ચોરો ચોતરો બનાજી માંડયાં હાટ,
ત્યાં ચઢી પોઢે એમના ઘર કેરી નાર.
ઝીણા મારૂજી હો રાજ૦
ઉંચો ચોરો ચોતરો જોષીડે માંડયાં હાટ,
મ્હુરત વરતાવે નાની નણદીના વીર— ઝીણા૦
વેગળાં શાં મ્હુરત વરતાવે શું થાય ?
ઢુંકડાં વરતાવો સાયબા, માંડવે મ્હલાય— ઝીણા૦
ઉંચો ચોરો ચોતરો, ડોસીડે માંડયાં હાટ,
સાડીઓ વસાવે નાની નણદીના વીર— ઝીણા૦
હલકીશી સાડીઓને પહેર્યે શું થાય,
ભારે વસાવો સાયબા કેડ ઝોલા ખાય— ઝીણા૦
ઉંચો ચોરો ચોતરો સોનીડે માંડયાં હાટ,
તુસીઓ વસાવે નાની નણદીના વીર— ઝીણા૦
હલકીશી તુસીઓને પહેર્યે શું થાય ?
ઝુંમણાં વસાવો સાયબા કોટ ઝોલા ખાય— ઝીણા૦
ઉંચો ચોરો ચોતરો મરૂડીયે માંડયાં હાટ,
છીંક વસાવે નાની નણદીના વીર— ઝીણા૦

હલકાશા છંદ તે પહેર્યે શું થાય ?
આરે વસાવો સાયબા હાથ ઝોલા ખાય— ઝીણા૦
ઉંચો ચોરો ચોતરો માળીડે માંડયાં હાટ.
ગજરા વસાવે નાની નણદીના વીર— ઝીણા૦
હલકાશા ગજરાને પહેર્યે શું થાય ?
ચોસરો વસાવો મારી કોટ ઝોલા ખાય— ઝીણા૦
ઉંચો ચોરો ચોતરો સુખડીએ માંડયાં હાટ,
સુખડી વસાવે મારી નણદીના વીર— ઝીણા૦
હલકી તે સુખડીને ખાધે શું થાય ?
મીઠાઇઓ વસાવો સાયબા મુખ મીઠાં થાય— ઝીણા૦
ઉંચો ચોરો ચોતરો તંબોળીએ માંડયા હાટ,
મુખવાસ વસાવે મારી નણદીના વીર— ઝીણા૦
હલકા તે મુખવાસને ખાધે શું થાય ?
બીડલાં વસાવો સાયબા મુખ લાલ થાય— ઝીણા૦
ઘોઘા પુરી ઘાઘરો બુરાન પુરી ચીર,
અતલસની કાંચળી તે રહી ઠીકાઠીક— ઝીણા૦
કાઠીયાવાડી કલ્લાં ઝાલાવાડી ઝેર,
અણુવટનાં મૂલ કરી આવજો વહેલાં ઘેર, ઝીણા૦
સાહેબ ચાલ્યા ચાકરી મુંબઇ શહેર;
ઝુમણાંના મૂલ કરી વહેલા આવજો ઘેર— ઝીણા૦
કુવા કાંઠે કેવડો તે વાયે વાંકો થાય,
એક ગોરીનો નાવલો તે ઘીને ખીચડી ખાય— ઝીણા૦

કુવા કાંઠે કેવડો તે વાયે વાંકો થાય,
બે ગોરીનો નાવલો તે ધક્કા મુક્કી ખાય— ઝીણુ૦
તાંબાની તોલડી મંહી લવિંગનો વઘાર,
વરરાયનો વીરો બધા શહેરનો સરદાર— ઝીણુ૦

---

( રાગ—ગીતનો. )

જીરે ઢુંકા ટોડાનીરે માલણી;
માલણુ આવી અમારે દેશ—એ રે માલણુ રાજારામની૦
માલણુ મોં મરડે ને મચકો કરે;
માલણુ ના આવે કેઈ વહને તોલ—એરે માલણુ૦
જીરે ઢુંકા ટોડાનીરે માલણી;
માલણુ આવી અમારે દેશ— એરે૦
માલણુ શ્રીકૃષ્ણુ ચણાવે બંગલા;
માલણુ બંગલે બેસવા ઘેર આવ— એરે૦
માલણુ મોં મરડે ને મચકો કરે;
માલણુ ના આવે રાધા વહુને તોલ— એરે૦
જીરે ઢુંકા ટોડાનીરે માલણી;
માલણુ આવી અમારે દેશ— એરે૦
માલણુ પ્રભુજી પહેરાવે ચુડીલા;
માલણુ ચુડા પહેરવા ઘેર આવ— એરે૦
માલણુ મોં મરડે ને મચકો કરે;
માલણુ ના આવે લક્ષ્મી વહને તોલ— એરે૦

જીરે ટુંકા ટોડાની માલણી;
માલણ આવી અમારે દેશ- એરે૦
માલણ શ્રીહરિ ખીલાવેરે સાળુડા;
માલણ સાળુ પહેરી ઘેર આવ- એરે૦
માલણ મોં મરડે ને મચકો કરે;
માલણ ના આવે કમલા વહુને તોલ- એરે૦
જીરે ટુંકા ટોડાની માલણી;
માલણ આવી અમારે દેશ- એરે૦
માલણ ઘનશ્યામ વરસાવે સુખડાં;
માલણ મીઠાઇ ખાવા ઘેર આવ- એરે૦
માલણ મોં મરડે ને મચકો કરે;
માલણ ના આવે સતભામાને તોલ- એરે૦
જીરે ટુંકા ટોડાની માલણી;
માલણ આવી અમારે દેશ- એરે૦
માલણ વ્રજપતિ વળાવે બીડલાં;
માલણ બીડલાં ચાવવા ઘેર આવ- એરે૦
માલણ મોં મરડે ને મચકો કરે;
માલણ ના આવે ચંદ્રાવલિજી તોલ- એરે૦
જીરે ટુંકા ટોડાની માલણી;
માલણ આવી અમારે દેશ- એરે૦
માલણ શ્રીનટવરલાલ બંધાવે ઘુઘરા;
માલણ ઘુઘરા બાંધી ઘેર આવ- એરે૦

માલણુ મોં મરડે ને મચકો કરે;
માલણુ ના આવે શ્રીલલિતજી તોલ- એરે૦
જીરે ટુંકા ટોડાની માલણી;
માલણુ આવી અમારે દેશ- એરે૦

---

( રાગ—ગીતનો. )

રંગ ચોળ, રંગ ચોળ; માંહી ભર્યાંરે કપૂર,
ચણોઠીના ચીર મારે લાવજોરે.
વીરા જોજો વીરા જોજો તે સુરત શહેર- ચણોઠી.
એની જોયાં એની જોયાં તે સુરત શહેર,
ચણોઠીના ચીર મને ના મળ્યાંરે.
એની હાટે એની હાટે, પડી હડતાળો,
ચણોઠીના ચીર મને ના મળ્યાંરે,
એની કહો તો એની કહો તો, લીલાજગ મૂલવુંરે.
વીરા લીલી, વીરા લીલી, તે નાગર વેલ,
ચણોઠીના ચીર મારે લાવજોરે.
વીરા જોજો વીરા જોજો તે મુંબાઇ શહેર,
ચણોઠીના ચીર મારે લાવજોરે.
એની જોયાં એની જોયાં તે મુંબઇ શહેર,
ચણોઠીના ચીર મને ના મળ્યાંરે.
એની હાટે, એની હાટે, પડી હડતાળો,
ચણોઠીના ચીર મને ના મળ્યાંરે.

બેની કહો તો, બેની કહો તો પીળા જગ મૂલવું રે,
વીરા પીળી, વીરા પીળી ચણાની દાળો;
ચણોઠીના ચીર મારે લાવજોરે.
વીરા જોજો વીરા જોજો તે પેટલાદ શહેર,
ચણોઠીના ચીર મારે લાવજોરે.
બેની જોયાં, બેની જોયાં તે પેટલાદ શહેર,
ચણોઠીના ચીર મને ના મળ્યાંરે.
બેની હાટે, બેની, હાટે પડી હડતાળો,
ચણોઠીના ચીર મને ના મળ્યારે.
એટલે આવ્યા, એટલે આવ્યા નણદીના વીરા,
ચણોઠીના ચીર ભારે લાવીયારે.
ગોરી પહેરો ગોરી પહેરો, માંડવા માંહ્ય,
શોભા આપો તમારા વીરનીરે.
નહિં પહેરૂં, નહિં પહેરૂં માંડવા માંહ્ય,
શોભા ના આપું મારા વીરાનેરે.
સ્વામી પહેરીશ સ્વામી પહેરીશ ઓરડા માંહ્ય,
શોભા આપું નણદીના વીરાનેરે.

---

( રાગ—ગીતનો. )

વૃંદાવનમાં છાયો મેવાસી માંડવોરે.
એરે માંડવે કિયાભાઇ સાજન બેસશેરે.
એરે માંડવે શ્રીકૃષ્ણ સાજન બેસશેરે.
શ્રીકૃષ્ણજી આવ્યા, તેજી લાવ્યા,

તેજી ઘોડો, વાંકો અંબોડો,
પીળાં પીતાબર, લીલાં છાયલ, પીળાં છાયલ,
લવિંગડાની લહેરે રાધાવહુ આવશેરે.
વૃંદાવનમાં છાયો મેવાસી માંડવોરે.
મારે માંડવે ક્યિા ભાઈ સાજન બેસશેરે.
મારે માંડવે બળદેવજી સાજન બેસશેરે.
બળભદ્ર આવ્યા, તંજી લાવ્યા,
તેજી ઘોડો, વાંકો અંબોડો,
પીળાં પીતાંબર, લીલાં છાયલ, પીળાં છાયલ,
લવિંગડાની લહેરે રેવતી વહુ આવશેરે.

---

( રાગ—ગીતનો. )

રંગ ચોળ, રંગ ચોળ, મંહી ભર્યુંરે મજીઠ,
માંહે લવિંગ સોપારીને એલચીરે;
હું તો નોતરૂં, હું તો નોતરૂં, નંદજીના કાન,
રાધાવહુને નોતરાંરે૦
મારે ધોરીડે ધુસર, મારે ઘોડીલે પલાણ,
વીરા શ્રીકૃષ્ણ વહેલા પધારજોરે૦
મારે કુળરે મારે કુળરે અજવાળણ વહુ,
વહુ લક્ષ્મીજી સહિતા પધારજોરે૦
તમ આવે તમ આવે અજવાળડાં હોય,
મારી વરધે તે વહેલા પધારજોરે૦
રંગ ચોળ, રંગ ચોળ મહીં ભર્યુંરે મજીઠ,
માંહિ લવિંગ સોપારીને એલચીરે.

( રાગ- ગીતનો. )

કંકુ ભલા અજમેરનાંરે,
વહેપારીડા વહાણ પુરાવો પગરણ આવ્યાં ઢુંકડારે.
આણે નગર કોણ રાજીયારે,
કોણ રાયની વરતે છે આણ, ત્યાં કોણ રાય ખલાસીયારે.
આણે નગર શ્રીકૃષ્ણ રાજીયારે,
નંદરાયની વરતે છે આણ, ત્યાં કોણ રાય ખલાસીયારે.
વહેપારીને શાળ ને દાળ, ખલાસીઆને ખીચડીરે,
વહેપારીને પાનનાં બીડાં, ખલાસીયાને પાંદડાંરે.
વહેપારીને ઢોલીયા તળાઈઓ, ખલાસીયાને સાદડીરે,
વહેપારીને ગાદીને તકીયા, ખલાસીયાને ઓટલારે.
વહેપારીઆ તે શી શી વ્હોરત વ્હોરી લાવ્યારે,
લાવ્યા લાવ્યા શાલ દુશાલા, ઉપર સારી પામરીરે.
ખલાસીયા તે શી શી વ્હોરત વ્હોરી લાવ્યારે,
લાવ્યા લાવ્યા ચીજો બે ચાર ઉપર સારી ઢાંકણીરે.

---

( રાગ—પ્રભાતના જેવો. )

સુરજ ઉગ્યોરે કેવડીયાની ફણસે, કે—વહાણેલાં ભલે વાયાંરે.
સુતા જાગોરે લક્ષ્મી વહુના કંથ કે—વહાણેલાં૦
લેજો લેજોરે દાતણને ઝારી કે—વહાણેલાં૦
દાતણ કરજોરે રૂડી રીતે અત્યારે કે—વહાણેલાં૦

મુખ લોજોરે પામરીઆને છેડે કે—વહાણેલાં૦
સુરજ ઉગ્યો કેવડીઆની ફણસે કે—વહાણેલાં૦
સુતા જાગોરે તુલસીજીના કંથ કે—વહાણેલાં૦
તમ જાગેરે જાગે સર્વ લોક કે—વહાણેલાં૦
લેજો લેજોરે દાતણને ચરૂડો કે—વહાણેલાં૦
દાતણ કરજોરે ચોતરાની ટોચે કે—વહાણેલાં૦
મુખ લોજોરે મલમલને છેડે કે—વહાણેલાં૦
મુખે લેજોરે મારા પ્રભુનું નામ કે—વહાણેલાં૦

---

( રાગ—ગીતનો. )

સુઇ ગઇતીરે સાંઢણી, સોનાં લાવીરે સાંઢણી,
આજ મારે સોનાના ખપ, આજ મારે સોનાના ખપ
તડકે આવી સાંઢણી.

બાંધો વડલાને ડાળ, નીરો નાગરવેલ,
પાઓ શ્રીજમુનાનાં નીર, તડકે આવી સાંઢણી.
મુંબાઇ ગઇતીરે સાંઢણી. મોતી લાવીરે સાંઢણી,
આજ મારે મોતીનો ખપ, આજ મારે મોતીનો ખપ
તડકે આવીરે સાંઢણી.

બાંધો વડલાને ડાળ, નીરો નાગરવેલ,
પાઓ શ્રીજમુનાનાં નીર, તડકે આવીરે સાંઢણી.
ભરૂચ ગઇતીરે સાંઢણી, ચુનીયો લાવીરે સાંઢણી,
આજ મારે ચુનીયોનો ખપ, આજ મારે ચુનીયોનો ખપ,
તડકે આવીરે સાંઢણી.

બાંધો વડલાને ડાળ, નીરો નાગરવેલ,
પાઓ શ્રીજુમનાનાં નીર, તડકે આવીરે સાંઢણી.
નડિયાદ ગઇતીરે સાંઢણી, નાડાં લાવીરે સાંઢણી,
આજ મારે નાડાંનો ખપ, આજ મારે નાડાંનો ખપ,
તડકે આવીરે સાંઢણી.
બાંધો વડલાને ડાળ, નીરો નાગરવેલ,
પાઓ શ્રીજુમનાનાં નીર, તડકે આવીરે સાંઢણી.
ખંભાત ગઇતીરે સાંઢણી, શ્રીફળ લાવીરે સાંઢણી,
આજ મારે શ્રીફળનો ખપ, આજ મારે શ્રીફળનો ખપ,
તડકે આવીરે સાંઢણી.
બાંધો વડલાને ડાળ, નીરો નાગરવેલ,
પાઓ શ્રીજુમનાનાં નીર, તડકે આવીરે સાંઢણી.

---

( રાગ—ગીતનો. )

ઓરડા લીંપાવો, ઓરડી લીંપાવો
પરસાળે ઓકળી પડાવો પીયુજી—આજ મારે પગરણજી.
સાસુ તેડાવો, નણદી તેડાવો,
જેઠાણીને આપ તેડવા જાઓરે પીયુજી—આજ૦
સાસુને વ્હેલો ને નણદીને માફો,
જેઠાણીને પાંચ પાલખડી પીયુજી—આજ૦
સાસુજી ઓરડે નણદી પરસાળે,
જેઠાણીને મેડીયોના મ્હોલરે પીયુજી—આજ૦

સાસુને કંસાર નણુદીને લાડુ,
જેઠાણીને પાંચ પકવાન પીયુજી—આજ૦
સાસુને સાલ્લા નણુદીને વાયદા,
જેઠાણીને દખણીનાં ચીરરે પીયુજી—આજ૦
સાસુ ખાઈ જાશે નણુદી વગોવશે,
જેઠાણીના કાલે પાછાં વળશે પીયુજી—આજ૦

---

( રાગ—ગીતનો. )

ભમરા પહેલો વધાવો મારે આવીઓરે,
મેં તો મોકલ્યા મારા દાદાજીના દરબારરે;
વાડીના ભમરા દ્રાક્ષ મીઠીરે ચાંપાનેરની.
મારા દાદાજીએ ઉઠીને વધાવીઓ,
મારાં માતાજીએ ઝાલ્યા પાલવ છેડારે— વાડીના૦
ભમરા બીજો વધાવો મારે આવીઓરે,
મેંતો મોકલ્યા મારા સસરાજીને દરબારરે— વાડીના૦
મારા સાસરાજીએ ઉઠીને વધાવીઓ,
મારી સાસુજીએ ઝાલ્યા પાલવ છેડારે— વાડીના૦
ભમરા ત્રીજો વધાવો મારે આવીઓ,
મેંતો મોકલ્યા મારા જેઠને દરબારરે— વાડીના૦
મારા જેઠે તે ઉઠીને વધાવીઓ,
મારાં જેઠાણી મોં મચકોડેરે— વાડીના૦
ભમરા નિત નિત પહેરૂંરે સાલુડા,
આણે અવસરીયે પહેરૂં રૂડાં ચીરરે—

ભમરા નિત નિત વાળું રે ચોટલા,
આણે અવસરીયે મેલુ છુટી વેણુરે— વાડીના૦
ભમરા નિત નિત ચોઢું રે ચાંદલો,
આણે અવસરીયે કંકુ રોળા રોળરે—વાડીના૦
ભમરા નિત નિત પહેરૂં રે ચુડલા
આણે અવસરીએ દોઢેરી બાંહ્યરે— વાડીના૦
ભમરા નિત નિત પહેરૂંરે તુસીઓ,
આણે અવસરીએ પહેરૂં હારરે— વાડીના૦
ભમરા નિત નિત પહેરૂંરે ઝાંઝરા,
આણે અવસરીયે રૂડા જવાહીરરે— વાડીના૦
ભમરા નિત નિત રાંધું રે લાપસી,
આણે અવસરીએ ઝીણી સેવરે— વાડીના૦
ભમરા નિત નિત ઢાળું રે સોગટાં
આણે અવસરીયે નવતર રસના ખેલરે— વાડીના૦

---

( રાગ—ચાલુ. )

ભમરા પહેલો વધાવો મારે આવીઓ,
મેં તો મોકલ્યો મારા શ્રીજીને દરબારરે,
ઓ વ્રજના ભમરા એરે પ્રભુજી મહા મીઠડા.
મારા પ્રભુજીએ ઉઠીને વધાવીઓ,
રૂડાં રાધાજીએ પકડયા પાલવ છેડારે— ઓ વ્રજના૦
ભમરા બીજો વધાવો મારે આવીઓ,
મે તો મોકલ્યો વ્રજચંદ્રને દરબારરે— ઓ વ્રજના૦

મારા પ્રભુજીએ ઉઠીને વધાવીઓ,
શ્રીલક્ષ્મા વહુજીએ પકડયા પાલવ છેડારે-એ વ્રજના૦
ભમરા ત્રીજો વધાવો મારે આવીઓ,
મે તો મોકલ્યો શ્રીજમનાજીના ઘાટરે- એ વ્રજના૦
મારા પ્રભુજીએ હરખેરે વધાવીઓ,
શ્રી જમુનારાણીજીએ પકડયા પાલવ છેડારે-એ વ્રજના૦
ભમરા ચોથો વધાવો મારે આવીઓ,
મેં તા મોકલ્યો શ્રીનિકુંજોને દ્વારરે- એ વ્રજના૦
રમતાં પ્રભુજીએ ઉઠીને વધાવીઓ,
પકડયા ગોપકાએ પાલવડાના છેડારે- એ વ્રજના૦
ભમરા નિત નિત પહેરૂં રે હું તો કંઠીઓ,
આજે પહેરૂં શ્રીતુળસીજીની માળરે- એ વ્રજના૦
ભમરા નિત નિત ઓઢું રે હું તો સાલુડાં,
આજે ઓઢુ હું ઉપરણાનાં ચીરરે. એ વ્રજના૦
ભમરા નિત નિત વાળુરે હું તો ચોટલા,
આણે અવસરીએ મૂકું છુટી વેણુરે- એ વ્રજના૦
કેશે કેશે તે ફુલને મોતી પરોવી,
મુકું છુટી હુ લહેરી મારી વેણુરે- એ વ્રજના૦
ભમરા નિત નિત ઢાળુ રે હું તો સોગટાં,
આણે અવસરે નવતર રસના ખેલરે- એ વ્રજના૦
ભમરા નિત નિત આંજુરે હું તો અંજનો,
આજે આંજુ હું પ્રભુજીના પ્રેમરે- એ વ્રજના૦
ભમરા નિત નિત કિંકરી હું તો પ્રભુતણી,
આજે જુગલ જોડીની સાથે સોઈરે. એ વ્રજના૦

( રાગ—સુરત ગઈતીરે સાંઢણી. )

વ્રજમાં ગઈતીરે ઘોડલી, પ્રભુને પધરાવે ઘોડલી;
ખાસ મારે પ્રભુજીના ખપ, ખાસ મારે પ્રભુજીના ખપ.
જલદી લાવીરે ઘોડલી૦

બાંધો નિકુંજને દ્વાર, નીરો નાગર વેલ;
પાઓ શ્રીજમનાનાં નીર, પાઓ શ્રીજમનાનાં નીર.
જલદી લાવીરે ઘોડલી.

વ્રજમાં ગઈતીરે ઘોડલી, ભક્તિ લાવીરે ઘોડલી;
રોજ મારે ભક્તિનો ખપ, રોજ મારે ભક્તિનો ખપ.
જલદી લાવીરે ઘોડલી૦

વ્રજમાં ગઇતીરે ઘોડલી, સેવા લાવીરે ઘોડલી;
હવે મારે સેવાનો ખપ, હવે મારે સેવાનો ખપ.
જલદી લાવીરે ઘોડલી૦

વ્રજમાં ગઇતીરે ઘોડલી, ચરણામૃત લાવીરે ઘોડલી;
ચરણામૃતનો છે ખપ, ચરણામૃતનો છે ખપ.
જલદી લાવીરે ઘોડલી૦

શ્રીજી દ્વાર ગઇતીરે ઘોડલી, શણગાર લાવીરે ઘોડલી;
આજ મારે શણગારના ખપ, આજ મારે શણગારના ખપ.
જલદી લાવીરે કિંકરી.

રાગ—ગીતનો.

ભમરા પહેલો વધાવો મારે આવીઓ;
મેં તો મોકલ્યો શ્રીમહાપ્રભુજીને દ્વારરે.
ઓ વ્રજના ભમરા શરણાં મોઘાં શ્રીવલ્લભકુળનાં૦
શ્રીઅગ્નિ સ્વરૂપે ઉઠીને વધાવીઓ;
શ્રીઅક્કાજીએ તો પકડયા પાલવ છેડારે. ઓ વ્રજના૦
ભમરા બીજો વધાવો મારે આવીઓ;
મેં તો મોકલ્યો શ્રીવિઠ્ઠલજી દરબારરે. ઓ વ્રજના૦
શ્રીવિઠ્ઠલનાથજીએ આનન્દે વધાવીઓ;
શ્રીમહાલક્ષ્મી વહુજીએ ઝાલ્યા પાલવ છેડારે. ઓ વ્રજના૦
ભમરા ત્રીજો વધાવો મારે આવીઓ;
મેં તો મોકલ્યો શ્રીગિરધરજીને દ્વારરે. ઓ વ્રજના૦
ધર્મી શ્રીગીરધરજીએરે વધાવીઓ;
શ્રીભામિની વહુજીએ પકડ્યા પાલવ છેડારે. ઓ વ્રજના૦
ભમરા ચોથો વધાવા મારે આવીઓ;
મેંતો મોકલ્યો શ્રીગોવિંદરાયજીને દ્વારરે. ઓ વ્રજના૦
શ્રીગોવિંદરાયજીએ ઐશ્વર્યે વધાવીઓ;
શ્રીરાણીજી રૂડલાંએ પકડયા પાલવ છેડારે. ઓ વ્રજના૦
ભમરા પાંચમો વધાવો મારે આવીઓ;
મેં તો મોકલ્યો શ્રીબાળકૃષ્ણજીને દ્વારરે. ઓ વ્રજના૦
શ્રીબાળકૃષ્ણજીએ વીર્યથી વધાવીઓ;
શ્રીકમળાવહુજીએ પકડયા પાલવ છેડારે. ઓ વ્રજના૦
ભમરા છઠ્ઠો વધાવો મારે આવીઓ;

મેં તો મોકલ્યો શ્રીગોકુલેશ દરબારરે. ઓ વ્રજના૦
શ્રીગોકુલેશે તો યશ વડે વધાવીઓ;
શ્રીપાર્વતીવહુજીએ પકડયા પાલવ છેડારે. ઓ વ્રજના૦
ભમરા સાતમો વધાવો મારે આવીઓ;
મેં તો મોકલ્યો શ્રીરઘુપતિને દરબારરે. ઓ વ્રજના૦
શ્રીજાનકીજીવને શ્રીવડે વધ વાઓ;
શ્રીજાનકીજી સતીએ પકડયા પાલવ છેડારે. ઓ વ્રજના૦
ભમરા આઠમો વધાવો મારે આવીઓ;
મેં તો મોકલ્યો શ્રીયદુપતિજીને ઘેરરે. ઓ વ્રજના૦
શ્રીયદુમતીજીએ જ્ઞાન વડે વધાવીઓ;
શ્રીમહારાણીજીએ પકડયા પાલવ છેડારે. ઓ વ્રજના૦
ભમરા નવમો વધાવો મારે આવીઓ;
મેં તો મોકલ્યો શ્રીઘનશ્યામજીને ઘેરરે. ઓ વ્રજના૦
શ્રીઘનશ્યામજીએ તે વૈરાગ્યે વધાવીઓ;
શ્રીસત્યભામાજીએ પકડયા પાલવ છેડારે. ઓ વ્રજના૦
પૂર્ણ અંકે તે વધારા પૂરણ થયા;
કિંકર હૃદયે છે આનંદ રેલ છેલરે. ઓ વ્રજના૦

---

## જીવરૂપી ભટકેલ ભમરાને શીખામણ.

( રાગ–ભમરા પહેલો વધાવો મારે આવીઓ. )

ભમરા શાને ભમો છો સઘળી ભોમમાં,
જોને શ્રીવલ્લભ રસના રાયરે;

ઉદ્ધારો સૌના ત્યાંયરે,
ભટકેલા ભમરા શરણું ઓધાં શ્રીવલ્લભદેવનાં૦
ભમરા ભટકતાં કાળો કંઈક વહી ગયા,
તોએ નવ આવી શુદ્ધિ અને સાનરે;
ભમવાનાં રહ્યાં તાનરે. ભટકેલા ભમરા૦
મનની મગરૂરી શાને નથી મુક્તો ?
મુકી દેને મનડાનું અભિમાનરે;
મમતાનું કર તું દાનરે. ભટકેલા૦
તારા ભટકતાં ઝાઝા જન્મો થઇ ગયા,
તોએ ન થાક્યો મૂરખના સરદારરે;
છોડી દે ખોટી યારરે. ભટકેલા૦
તારી કરૂણાએ આવી હોય જો તુજને,
તો તો સ્વીકારી લેને મીઠડાં શરણાં;
મુકી દે તોડવાં તરણાં. ભટકેલા૦
બીજો તારણહાર જગમાં કોઇ નથી;
વી જીવોના ભાગ્યે પ્રગટ્યા એહરે,
રાખો ન કાંઇ સંદેહરે. ભટકેલા૦
ભાગ્યો ભૂમિતણાં તે પ્રગટ્યા ખાસ એ,
સ્નેહે ઝુલાવે એવા એમના ત્યાગરે,
સ્નેહરસના નથી તાગરે. ભટકેલા૦
રોમે રોમે તે રસના સાગર છે ભર્યા,
આનંદ રૂપે ઉછળે છે ચારે પાસરે;

રસિકો પીએ ચોપાસરે. ભટકેલા૦
દાસ દામોદર ક્ષણ પણ નવ છોડતા,
મેઘન કૃષ્ણદાસને બીજા દાસરે;
અંતરંગો બીજા ખાસરે. ભટકેલા૦
છતી આંખે તે કેમ બન્યો આંધળો?
લૂંટે જીંદગી તારી રોજ રોજ કાળરે;
મુકી દે સૌ જંજાળરે. ભટકેલા૦
આવા અવસરો નહીં આવે ફરી ફરી,
મનુષ્ય જન્મ ને શરણાં કેરા થોલરે;
ગર્ભોના પાળો કોલરે. ભટકેલા૦
કિંકર સમજ સમજ કંઇક તત્વને,
ઢોલો ઢમકાવી સંતો કહે છે રોજરે;
બહેરો થઈ મારે મોજરે. ભટકેલા૦

---

રાગ—ગીતનો.

## વડી પાપડ કરતાં ગાવાના ગીત.

સાઠીરે કંઇ ચોખારે કંકુવરણા બાંધોરે, મારા શ્રીકૃષ્ણને છેડે કે જાય મારાં સુભદ્રાના સાસરે.
બેનીરે તમે સુતેલાંરે જાગો, કે તમારે મહિયર પગરણ માંડીયા,
વીરારે તમે કોણ રાયના બેટા, કોણ માતાને ઉદર વસ્યારે.
બેનીરે હું નંદરાયનો બેટો કે, જશોદા માતાને ઉદર વસ્યોરે,
બેનીરે તમે આવડા મોટમગારાં, આંગણે આવ્યે વીરા ના બોલાવ્યોરે.

વીરારે મારે બારણે તુલસી ક્યારો કે તેને તેજે વીરા ના
ઓળખ્યારે.
વીરારે હું છોરૂંડે સંતાપી, કે તેને ઓથે વીરા ના ઓળખ્યારે.
આગળરે મારા-ભાઇના માફા, પડઘી વાગેને ધરતી ધમધમેરે.
વચમાંરે મામા-બાના માફા કે, રેજા ઝળકેરે સોના તણારે,
કેડેરે પેલા-લાલ પુરબીયા કે, કામઠાં તાણે કોસો તડતડેરે.

---

રાગ—ગીતનો.

ચાંદલીયો કરેરે ઉતાવળ; ચાંદરણી તારે તે કાજેરે,
કેઇબા કરેરે ઉતાવળ; દીકરો પરણવાને કાજે રે.
જસોદાજી કરેરે ઉતાવળ; શ્રીકૃષ્ણને પરણાવવાને કાજેરે,
ચાંદલીયો કરેરે ઉતાવળ; ચાંદરણી તારે તે કાજેરે.
કીયાભાઇ કરેરે ઉતાવળ; ભત્રીજો પરણાવવાને કાજેરે,
અક્રુરજી કરેરે ઉતાવળ; શ્રીકૃષ્ણને પરણાવવાને કાજેરે.
( એ રીતે આગળ મામા વગેરે મુકી ગવાય. )

રાગ—ગીતનો.

પાંચ કાગળ (૨) પાંચ દેશ મોકલોરે,
પહેલો કાગળ (૨) વ્રજમાં મોકલોરે;
વ્રજ મધ્યે (૨) શ્રીકૃષ્ણને નોતરોરે,
આપણે ઘેર (૨) શ્રીવિઠ્ઠલરાય વિવાહ.
એમની વરઘોડામાં વહેલાં પધારજોરે.
બીજો કાગળ (૨) દ્વારીકા મોકલોરે,

દ્વારિકા મધ્યે (૨) બળદેવજીને નોતરોરે;
આપણે ઘેર (૨) શ્રીવિઠ્ઠલરાયના વિવાહ.
એમની વરઘોમાં વહેલા પધારજોરે
ત્રીજો કાગળ (૨) ડાકોરમાં મોકલોરે,
ડાકોરમાં (૨) રણછોડજીને નોતરોરે;
આપણે ઘેર (૨) વિઠ્ઠલરાયના વિવાહ.
એમની વરઘોમાં વહેલા પધારજોરે.
ચોથો કાગળ (૨) નડિયાદ મોકલોરે,
નડિઆદમાં (૨) નારણ દેવ નોતરોરે;
આપણે ઘેર (૨) શ્રીવિઠ્ઠલરાય વિવાહ.
એમની વરઘોમાં વહેલા આવજોરે.
પાંચમો કાગળ (૨) મોસાળ મોકલોરે,
મોસાળ માંહે (૨) મામાજીને નોતરોરે.
આપણે ઘેર (૨) વિઠ્ઠલરાયના વિવાહ.
એમની વરઘોમાં વહેલા પધારજોરે.

રાગ—ગીતનો.

મારે આંગણેરે ચંપલો;
તેનો સયોરે સોડમ કે, કદળી વનનોરે મોરલો.
ત્યાં બેસીરે હંસરે વાસીયા
જગાવ્યા ચારજ દેવકે, કદળી૦
ગોકુળમાં શ્રીકૃષ્ણ જાગીયા;
જોડે શ્રીબળદેવ રાય, કદળી૦

અડેલમાં શ્રીવલ્લભવર જાગીયા;
જોડે શ્રી વિઠ્ઠલરાય. કદળી૦
રાજનગરમાં શ્રીનટવરલાલ જાગીયા;
જોડે શ્રી શ્યામલાલ. કદળી૦
ચર્ણાદ્રમાં શ્રીવિઠ્ઠલેશ જાગીયા;
જોડે ગોકુલમાં શ્રીગોકુલેશ. કદળી૦
ચારે જાગીને શું એ કર્યું;
રાખ્યો શ્રીપ્રભુજીનો રંગકે કદળી૦

રાગ—ગીતનો.

સાત સહીયર પાણી સંચર્યા, મોતીવાળા ભમરાજી.
સાંભળી એક અવનવી વાતરે, મારાં વાર્યા ન કર્યા ભમરાજી.
કોણે કહ્યાં ને કોણે સાંભળ્યાં; મોતી૦
કોણે ચલાવેલી વાતરે; મારાં૦
ચાંદે કહ્યા ને સુરજે સાંભળ્યા; મોતી૦
વાયે ચલાવેલી વાતરે; મારાં૦
તમેરે ચાલ્યા પિયુજી પરણવા; મોતી૦
અમને મેલ્યાં ઓરડા બહારરે; મારાં૦
તમેરે ચાલ્યા પિયુજી સીમાડે; મોતી૦
અમને મેલ્યાં વનવાસરે; મારાં૦
તમેરે ચાલ્યા પિયુજી ભાગોળે, મોતી૦
સારાં સાગચીયાં લઇ આવ્યારે; મારાં૦
તમેરે ચાલ્યા પિયુજી ખડકીએ. મોતી૦

સાસુજી પોંકવા આવેરે; મારાં૦
તમેરે ચાલ્યા પિયુજી માંચરે, મોતી૦
મામાજી કન્યા પધરાવેરે, મારાં૦
તમેરે બેઠા પીયુજી માંહ્યરે; મોતી૦
સાળાજી દો કન્યાદાનરે; મારાં૦
તમે તો આવ્યા પીયુ પરણીને, મોતી૦
કહો તમારી સાસરીની રીતરે; મારાં૦
તમો જેવીને તમ જેવડી; મોતી૦
હોય તમારા નામરે; મારાં૦
આડા ચણાવો પિયુજી કોટડા; મોતી૦
નજરે ના જોઉં નાની શોક્યરે. મારાં૦
ચોકમાં ઢાળું પિયુજી રેંટીયો; મોતી૦
નિત્ય કડાકડ થાયરે. મારાં૦

---

રાગ—ગીતનો.

મારો માંડવો મોગરે છાંયોને ફુલડે ઓછાડીયોરે.
મારે માંડવે કેળના સ્થંભ આ શો રૂડો માંડવોરે.
મારે માંડવે કોણ કોણ આવ્યું, ને કોણ કોણ આવશેરે.
હું તો જોઉં મારાં કીયા ભાઇની વાટ, જેને આવે રંગ રહેશેરે.
મારે માંડવે શ્રીકૃષ્ણ આવ્યા, બળદેવજી આવશેરે.
હું તો જોઉં મારા વલ્લભવરની વાટ, જેને આવ્યે રંગ રહેશેરે.
મારે માંડવે કેઇ વહુ આવ્યા, કેઇ વહુ આવશેરે.

હું તો જોઉં મારાં કેઇ વહુની વાટ જેને આવ્યે રંગ રહેશેરે.
મારે માંડવે રાધા વહુ આવ્યાં રેવતીજી આવશેરે.
હુ તો જોઉં મારાં અંકાજીનો વાટ, જેને આવ્યે રંગ રહેશેરે.
( એ રીતે ગમે તે મુકીને ગવાય. )

---

( સુરજ ઉગ્યોરે કેવડીઆની ફણુસે કે—એ રાગ )

સુખે થયાંરે સંતજનને સવાર કે શ્રીહરિ સૂરજ ઉગીયોરે.
પામ્યા નાશરે માયાના અંધકાર કે—શ્રીહરિ૦
હરખે ઉઘડયારે હરિજન રૂપી કમલ કે—શ્રીહરિ૦
સહેજે બીડયાંરે કુમતિ કુમુદિની ખેલ કે—શ્રીહરિ૦
અતિ છાયોરે ત્રિભોવનમાં પ્રકાશ કે—શ્રીહરિ૦
મતવાદી ધુડરે પલકે પામ્યા ત્રાસ કે—શ્રીહરિ૦
ઘટી ગયુંરે ખેલ ખદ્યોતનું તેજ કે—શ્રીહરિ૦
જલાણા કામ ક્રોધાદિક ચોર કે—શ્રીહરિ૦
છાનાં રહ્યાં નિંદા કરતાં તમર કે—શ્રીહરિ૦
ગાજી રહ્યાંરે સંત રૂપી ભમર કે—શ્રીહરિ૦
બંધન છુટયાંરે મુમુક્ષુ રૂપી ગાય કે—શ્રીહરિ૦
કરે શોરરે કુબુદ્ધિ કુકડાને કાગ કે—શ્રીહરિ૦
જે જે બોલેરે સંત હંસ બડભાગ કે—શ્રીહરિ૦
આનંદ પામ્યારે ભાવિક જનના વૃંદ કે—શ્રીહરિ૦
બલીહારિ જાયરે નીત પ્રેમાનંદ કે—શ્રીહરિ૦

રાગ—ગીતનો.

લગન લીધું લાડણી તણું રે એથી આનંદ છે આજ
સુણો તમે સાયબારે.
વિવાહની વસ્તુ વસાવવારે, કોડે કરો શુભ કાજ, સુણો૦
જે દેશ જે ચીજ નીપજેરે, ત્યાંજ મળે સારો માલ, સુણો૦
આડતીયાની ઉપર તમેરે, હલકારા મોકલો હાલ, સુણો૦
શ્રીનગરમાં કંકુ તો નીપજેરે, ગોવાના શ્રીફળ સાર, સુણો૦
મેવા મળે મુલતાનમાંરે, દ્રાક્ષ અંજીર અનાર, સુણો૦
શેતરંજીઓ મળે આગરેરે, સુજનીઓ વિરમગામ, સુણો૦
રૂડી રજાઇઓ ત્યાં મળેરે, તે તો વખાણે તમામ, સુણો૦
વાસણ લાવો શિહોરથીરે, ત્રાંસળીઓ તણારે ગંજ, સુણો૦
ધન્ય ધોરાજીના ઢોલીયા, રંગે રૂડા મનોરંજ, સુણો૦
શુદ્ધ સ્વદેશી વસ્ત્રો બહુરે, મંગાવો થાનનાં થાન, સુણો૦
સુરતી રસોઇઆ તેડાવીએરે, પાડે ભલાં પકવાન, સુણો૦
શાણા સોનીડા બેસાડીયેરે, નવલા ઘડાવીએ ઘાટ, સુણો૦
મંડપ મોટો રચાવીએરે, સુજ્ઞ તેડાવો સલાટ, સુણો૦
ચિત્રશાળા તે ચિતરાવીએ, જોઇ રહ્યું બધું ગામ સુણો૦
દેખી શોભા દીલ રીઝીનેરે, દે દુઆ દલપતરામ. સુણો૦

---

( રાગ—સતી સીતા કંકોતરી મોકલે. )

રાણી કનકાવતી કહે કંથને, ચંપા કુંવરી છે ચતુર સુજાણ;
પરણવા પ્રમાણ, લાયક થઇ લાડણી. (૧)

ભણી ગણી ભણેલી ભલી થઇ, વળી શા કરૂં વધતાં વખાણ;
સુણો મારા પ્રાણ. લાયક૦ (૨)
શીખી લખતાં વાંચતાં ને સમજતાં, શીખી ગણતાં હરેક ગણિત;
રસોઇની રીત. લાયક૦ (૩)
શીખી ભરત ચિત્ર ભાત ભાતનાં, શીખી કાવ્ય કળા ગુણગીત;
ચંચળ દીસે ચિત્ત. લાયક૦ (૪)
એના જેવડી એની સાહેલડીઓ, જુઓ પરણેલી સાસરે જાય;
હૈયે હરખાય. લાયક૦ (૫)
એને પરણવાની ઇચ્છા છે ઘણી, આપ આગળ કેમ કહેવાય;
કહેતાં શરમાય. લાયક૦ (૬)
સોંઘુ વર્ષ છે દેશમાં શાન્તિ છે, સુખ સૌને છે સર્વ પ્રકાર;
જુઓ ઠોરો ઠોર. લાયક૦ (૭)
લોક કહે છે લગનગાળો આવીઓ, જનો કરશો લગન નિરધાર;
નથી ઝાઝી વાર. લાયક૦ (૮)
વરસાદના દિવસ વીતી ગયા, પછી કોરા આવ્યા આઠ માસ;
ખુલ્લો છે આકાશ. લાયક૦ (૯)
રૂડો દિવસ ઇશ્વર ક્યારે આપશે, માગું પ્રણમીને હું પ્રભુ પાસ;
પુરો પ્રભુ આશ. લાયક૦ (૧૦)
થઇ મોટી હવે નથી બાળકી, કેમ આળસમાં બેઠા આમ;
છો બુદ્ધિના ધામ. લાયક૦ (૧૧)
પ્રભુ સમરીને પગરણ માંડીએ, દેશે આશિષ દલપતરામ;
થશે તેથી કામ. લાયક૦ (૧૨)

( રાગ—કૃષ્ણ કમળ મુખ નિરખવા ચાલો શ્રીનંદજીને ઘેરરે. )

હું તમને પુછું રે શ્રીકૃષ્ણ માંડવા સોચે રચાવોરે;

પહેલે તે માંડવે પુતળી,
બીજે જાવંત્રીનો છોડરે.
ત્રીજે તો આદિત રણુજણે,
ચોથે છે જડીયા જાગરે.
પાંચમે પગરણ માંડીયાં,
છઠ્ઠીના લખીયા છે લેખરે.
સાતમે સાજન તેડીયાંરે,
આઠમે અગ્નિના હોમરે.
નોમ નવખંડ ચોરી ચીતરી,
દશમે દશરથ દેવ રે.
એકાદશી આનંદ અતિઘણો,
બારસે રંગ્યા ઘાટ રે.
તેરસે તેડાં મોકલ્યાં,
ચૌદશે ચોળે મજીઠરે.
પુનમે વરકન્યા પરણીયાં,
પડવે દો કન્યાનાં દાનરે.

રાગ—ગીતનો.

ભમર જાળીનો ઢાલીયો ઢળાવો તળાઇ મેલો ઉસીકે–મોરારાજ
સોડ તાણી શ્રી કૃષ્ણ પોઢયા બોલાવીઆ ના બોલ્યા–મોરારાજ
તેડાવો પ્રભુજીના વીરા વીરા કોણે દુભવ્યા–મોરારાજ
એમની સોડોમાં સોનાં ભરાવો છુટા ભરાવો રૂપીયા–મોરારાજ

હાથણી ચાલી શ્રી ગોકુલ શહેર પોઠો ચાલી માળવે–મોરારાજ
વીરા માગે છે આભના તાંરા તારા કયાંથી લાવીએ–મોરારાજ
એ રીતે ગમે તે ( ભાભા, દાદા, વિગેરે ) મુકી ગવાય.

---

## તાપી વિવાહ.

### વરઘોમાં ગાવાનું

( રન વન રત ઉનાળો તાપીના વિવાહમાં જઇશું રે. )
સરસ્વતિ સ્વામીને[1] વિનવું, પ્રભુજીને લાગું હું પાયરે
તમ વિના શો રે ઓવારણાં ગાઇશું તાપી વિવાહરે.
તાપીના નાળાં ઉઘડયાં, પુન્યને પાર ન લઇએરે,
તાપીની તટ રળિયામણી, પાણી છે નિર્મળ નીરરે.
રાજા તે રેવંત સંચર્યા તાપીને રમતેલાં દીઠાંરે,
ઘેર જઇ માતાને પુછીયું કન્યા છે રૂપની ધામરે.
તેડાવો જોષીના બેટાને, તાપીના લગન નિરધારરે,
મહા માસે શુકલ પક્ષ સાતમને સોમવારરે;
એ લગન લીધાં છે પરિમાણુરે.
તેડાવો ચાર સોવાસણુ, તાપીને પીઠી ચોળાવોરે,
તેડાવો ચાર સોવાસણુ, તાપીને તેલ સંચારોરે;
તેડાવો ચાર સોવાસણુ, તાપીને દુધડે નવરાવોરે.
તેડાવો ચાર સોવાસણુ, સોહ્યા વરને પીઠી ચોળાવોરે,
તેડાવો ચાર સોવાખણુ, સોહ્યા વરને તેલ સંચારોરે;
તેડાવો ચાર સોવાસણુ, સોહ્યા વરને દુધડે નવરાવોરે.

---

૧. શ્રી મહાપ્રભુજીને.

નાહિ ધોઈ વર ધોડીલે મસ્તકે ધરીયા છે ખુંપરે,
વરબેની કરેરે ઓવારણાં માતા મસ્તકે માંડેરે;
જો વર ભાગોળે આવીઆ, સાળોજી સામૈયે જાયરે.
સાળો તે સોરઠ લઇ રહ્યા સાકરે દ્રાક્ષ ભેળાયરે,
જો વર વાડીયે આવીયા વાડીઓ લહેરકે જાયરે;
જો વર ચૌટડે આવીયા, ચૌટડે ચમ્મર ઢોળાયરે.
જો વર શેરીએ આવીયા, શેરીએ શેત્રંજ ઢોળાયરે,
જો વર પોળમાં આવીયા, પોળીયા પોળ ઉઘાડરે;
જો વર જાનીવાસે આવીયા, કલુઓ તો સાળીને હાથરે.
જો વર તોરણુ આવીયા, સાસુજી પોંકવા જાયરે,
નીસર હેલડી ઘેલડી, નીસર કન્યાની માડીરે;
નાનડીઓ વર લુકશે, સુકશે મુખના તાંબોળરે.
ઘુસળ મુશળ રવૈયો, શેરીઓ સંપુટ ત્રાકરે,
ઇંડી પીંડીને ઓવારણા, નીરખીને તાણ્યાં છે નાકરે;
જો વર માયરાંમાં આવીઆ, માયરૂ લહેરકે જાયરે.
આડે તે અંતર પટ ધરીયા, સમે વરતે સાવધાનરે,
પહેલું તે મંગળ વરતીયું, હજુએ છું દાદાની બેટીરે;
બીજું તે મંગળ વરતીયું, હજુએ છું વીરાની બેનીરે.
ત્રીજુ તે મંગળ વરતીયું, હજીએ છું કાકાની ભત્રીજીરે,
ચોથું તે મંગળ વરતીયું, હજીએ છું મામાની ભાણેજરે;
પાંચમું તે મંગળ વરતીયું, પોંચી પીયારડે ગોત્રરે.
ઓત્રને જોત્ર પહેરાવીયા, બળદને સોનાના જોત્રરે,

હરીયાને પરિયા પહેરાવીયા, વહેલોને સોનાના સરીયારે;
નહિ મળે ખોળ કપાસીયા, નહિ મળે બળદને ચારરે.
નહિ મળે ખારેક ટોપરાં, નહિ મળે અન્ન ને પાણીરે,
ખોળે બેસાડીને પુછીયું, કેટલી આપીશું રીતરે;
સોયે રૂપીઆ આપો રોકડા હૈયા સમાની કન્યારે.
મેં તમને વેવાઇ વારીયા, જેઠમાં લગન ના લેશોરે,
જેઠ ઉનાળોરે રવ રવે, નહિ મળે અન્ન ને પાણીરે.

---

રાગ—ગીતનો.

## વિવાહના વરઘોડામાં ગાવાનાં.

હું તમને પુછું છું ગંગા જુમના બે'ની તો,
સરવરીયાંનાં નીરરે એની કોણે ડોળ્યાં;
આવે છે આવે છે શ્રીકૃષ્ણના દાદા તો,
ઘોરીડાની હલકે મારાં નીરરે ડોળ્યાં.
હું તમને પુછું છું ગંગા જુમના બે'ની તો,
સરવરીયાંનાં નીરરે એની કોણે ડોળ્યાં;
આવે છે આવે છે શ્રીકૃષ્ણના કાકા તો
હાથીડાની હલકે મારાં નીરરે ડોળ્યાં.
હું તમને પુછું છું ગંગા જુમના બે'ની તો,
સરવરીયાંનાં નીરરે એની કોણે ડોળ્યાં;
આવે છે આવે છે શ્રીકૃષ્ણના વીરા તો
ઘોડીલાની હલકે મારાં નીરરેડોળ્યાં.

હું તમનેપુછું છું; ગંગા જમુના બેની તો,
સરવરીયાંન નીરરે બેની કોણે ડોળ્યાં;
આવે છે આવે છે. શ્રીકૃષ્ણના ભક્ત તો
પ્રેમરસોની હલકે મારાં નીરરે ડોળ્યાં.
હું તમને પુછું છું ગંગા જમુના બે'ની તો,
સરવરીયાંનાં નીરરે બેની કોણે ડોળ્યાં;
આવે છે આવે છે શ્રીકૃષ્ણના કુઆ તો
કુવારાની હલકે મારાં નીરરે ડોળ્યાં.

---

રાગ—ગીતનો.

રામે પરભાતે ને પહોર રે; કૌશલ્યાએ દાતણ માગીયાં,
માગ્યાં માગ્યાં છે વાર બે વાર; સીતાજીએ શબ્દ ન સાંભળ્યો.
સોના ઝારી રામચંદ્રને હાથ; મેડીએથી રામચંદ્ર ઉતર્યા.
મારાં ગંગાને સરખાં એ માત; તમારાંરે મન કોણે દુભવ્યાં.
આપણા ઘરમાં સીતાજી નાર, એણે મારો શબ્દ ના સાંભળ્યો.
મારા નાનાશા લક્ષમણ વીર; ગંગાની તીરે ઘરાં ચણો.
ત્યાં રાખો સીતાજી નાર; જેણે આપણાં માતાને દુભવ્યાં.
સ્વામી શો છે અમારો વાંક; શાને કારણે અમને દૂર કરો.
ગોરી તું મારા હૈડાનો હાર; તુજરે સમાન મારે કોઇ નહિં.
ત્યાં રહેજો માસ છ માસ; સાતમે માસે આણાં મોકલશું.
રહેજો રહેજો તે માસ બે ચાર; માતાજીનાં મન પ્રસન્ન કરો.

રાગ—ગીતનો.

એક ઈંટ પડે ને ઘર નીપજે,
નીપજે નીપજે રૂડાં મેડીને મહેલ વધાવે મેં સુણ્યો.
જીરે ઓરડાનું માંડણુ દીવડો,
દીવડાનું માંડણુ રૂડી જ્યોત. વધાવો૦
જીરે પરસાળનું માંડણુ પારણું,
પારણાનું માંડણુ રૂડા પુત્ર. વધાવો૦
જીરે ધરતીનું માંડણુ માંડવો,
માંડવાનું માંડણુ રૂડું સાજન. વધાવો૦
જીરે મેડીનું માંડણુ ઢોલીયો,
ઢોલીયાનું માંડણુ રૂડો વીર. વધાવો૦
જીરે પુરૂષનું માંડણુ પાઘડી,
પાઘડીનું માંડણુ રૂડાં ફુલ. વધાવો.
જીરે બૈરીનું માંડણુ કાંચળી,
કાંચળીનું માંડણુ રૂડો હાર. વધાવો૦
હું તો વારી કીયા ભાઇની વાડીએ,
વાડીયે નીપજે રૂડાં કુંકુના છોડ, વધાવો૦
જીરે કંકુ ધોળું ને રસ નીપજે,
ચાંદલા કરશે મારાં રાધા બેન. વધાવો૦
હું તો વારી કેઇ વહુના રૂપને.
મૃગયા નયની તારો નાવલો દેખાડ. વધાવો૦
મારા નાવલાને હાથે સાંકળાં,
મારો નાવલો શહેરનો સરદાર, વધાવો૦

હું તો વારી કેઇ વહુના લટકાને,
લટકાળી તારૂં ઘરેણું દેખાડ. વધાવો૦
સસરા ઘરેણું ઘરેણું શું કરો,
મારૂં ઘરેણું તમારૂં કુટુમ્બ. વધાવો૦

---

(વડલો વસ્યો રે સાચે મોતીડે—એ રાગ.)

ગંગા જુમના ને સરસ્વતિ, આવ્યાં રે મુરતીરે માન. (૨)
તુલસીજીનેરે માંડવે,
સરજુ, કાવેરી, કૌશકી, રેવા, તાપી, રૂપવાન. (૨) તુલ૦
ચંદ્રભાગા, ગોદાવરી; સિંધુ સહિત સાર. (૨) તુલ૦
ઉરવશી, રંભા ને મૃગાક્ષી, મેનકા તિલોત્તમાનાર. (૨) તુલ૦
સિદ્ધિ અણિમાદિ આવીયાં શંખપદ્માદિ નિધ. (૨) તુલ૦
મૂર્તિ ધરીને સહુ આવીયાં પુરવા નાના વિધ રીત. (૨) તુલ૦
કામધેનું ચિંતામણી, કલ્પ વૃક્ષનાંરે વૃંદ (૨) તુલ૦
મૂર્તિમાન સહુ આવીયાં કરવા જનને આનંદ. (૨) તુલ૦
વનને પર્વત ધરા ઝુલતી હરખે આવ્યાં ધરી રૂપ. (૨) તુલ૦
શુક સનકાદિક આવીયા પ્રેમાનંદ કહે મુનિ ભૂપ. (૨) તુલ૦

રાગ—ગીતનો.

ચોરે તે બેઠા એમના સસરાજી બોલ્યા,
એરે મોહન કેરો ઘાટ માળા બસરી કોણે ઘડાવી.
હું એ ન જાણું વહુવારૂ મારી,
જઈ તમારાં સાસુજીને પૂછો;

સાંગા માંચીએ બેઠાં એમનાં સાસુજી બોલ્યાં,
એરે મોહન કેરો ઘાટ માળા બસરી કોણે ઘડાવી.
હું એ ન જાણું વહુવારૂ મારી,
જઇ તમારા જેઠજીને પૂછો;
ચોપડા લખતાં એમના જેઠજી બોલ્યા,
એરે મોહન કેરો ઘાટ માળા બસરી કોણે ઘડાવી.
હું એ ન જાણું વહુવારૂ મારી,
જઇ તમારાં જેઠાણીને પૂછો;
બેટડો ધવરાવતાં એમનાં જેઠાણી બોલ્યા,
એરે મોહન કેરો ઘાટ માળા બસરી કોણે ઘડાવી.
હું એ ન જાણું વહુવારૂ મારી,
જઇ તમારા દીયરને પૂછો;
ઘોડીલા ખેલાવતા એમના દીયરજી બોલ્યા,
એરે મોહન કેરો ઘાટ માળા બસરી કોણે ઘડાવી.
હું એ ન જાણું ભાભીજી મારી,
જઈ તમારાં દેરાણીને પૂછો,
પાણીડા ભરતાં એમનાં દેરાણી બોલ્યા
એરે મોહન કેરો ઘાટ માળા બસરી કોણે ઘડાવી.
હું એ ન જાણું ભાભીજી અમારી,
જઇ તમારાં નણદીને પુછો;
ઢીંગલા તે રમતા એમના નણંદીજી બોલ્યાં,
એરે મોહન કેરો ઘાટ માળા બસરી કોણે ઘડાવી

હું એ ન જાણું ભાભીજી અમારાં,
જઇ તમારા સ્વામીને પૂછો;
મેડીએ તે બેઠાં એમના સ્વામીજી બોલ્યા
એરે મોહન કેરો ઘાટ બસરી કોણે ઘડાવી.
છાની ઘડાવી ગોરી ચોરે ચઢાવી,
એરે મોહન કેરો ઘાટ માળા બસરી અમેરે ઘડાવી.

રાગ—ગીનનો.

જીરે વડ વાયો ને પીપળ છાઇઓ,
છાયો છાયોરે મારા માંડવા હેઠ, નીંદરડી નેણુ ભરી રહ્યાંરે.
રાજ પહેલેરા પહોરની નીંદરડી,
સુતા જાગો રાધા વહુના કંથ. નીંદરડી૰
રાણી રાધા વહુના જગાડયા જાગે નહિરે,
જાગો જાગો સુભદ્રા બેનના વીર, નીંદરડી૰
સ્વામી તમે પીધારે પ્રેમ રસો,
તમે ચાવ્યા નાગરવેલી પાન. નીંદરડી૰
ગોરી નથી પીધારે પ્રેમરસ,
નથી ચાવ્યા નાગરવેલી પાન નીંદરડી૰
અત્રે અસુરા ગોચારી આવીયા,
નિદ્રા આવી થોડા બોલી નાર. નીંદરડી૰

---

(રાગ—કૃષ્ણ કમળ મુખ નિરખવા ચાલો શ્રીનંદજીને ઘેર રે.)
સોના રૂપાનો મારો ઘુઘરો રણકયો માંડવા માહ્યરે.
લાડવાઈ દાદાજીને વીનવે મંડપ ઉંચેરા ચોકોરે.

ઉંચી ચઢું ને નીચી ઉતરૂ જોઉં જાનોની વાટરે.
કઇ પેરે જાનો આવશે ઉડે અબીર ગુલાલરે.
કોણુ ઘોડે ને કોણુ હાથીડે કોણુ તેજી પલાણુરે.
સસરો ઘોડે જેઠ હાથીએ દીયર તેજી પલાણુરે.
વરરાજા મોઢયા પાલખીએ ઉપર ચમ્મર ઢોળે છેરે.
ઝીણી ખજુરીનો વીંઝણો વાયરે ઝુલતા જાયરે.
કાળી પાંખની કોયલો ઉપર ટહુકતી જાયરે.
લીલી પાંખનો પોપટો ઉપર ભમતેલો જાયરે

રાગ—ગીતનો.

ઉંચા મંડપ બેનના દાદા રચાવે,
ત્યાંરે ચઢી ચઢી જુએ રાધા બેની જાનોની વાટો.
આવી કેસરીયા વરની જાનરે દાદાજી.
સોએક ઘોડા ને બસ્સો હાથી દાદાજી
વ્હેલોના સંગ ના માયરે દાદાજી.
એટલું દેખીને દાદા દીલગીર થયા.
રે'જો રે'જો રે દીકરી બાળ કુંવારાં.
કેમરે રહીએ દાદા બાળકુંવારાં.
ખરચોમત્રિજોરીઓનાં દ્રવ્ય દાદાજી.
ઉંચા મંડપ બેનના વીરા રચાવે.
ત્યાંરે ચઢી ચઢી જુએ લલિતા બેની જાનોની વાટો.
આવી કેસરીઆ વરની જાનરે વીરાજી.
સોએક ઘોડાને બસ્સો હાથી વીરાજી.

વ્હેલોના સંગ ના માયરે વીરાજી.
એટલું દેખીને વીરા દીલગીર થયા.
રે'જો રે'જો રે બેની બાળકુંવારાં.
કેમરે રહીએરે બેની બાળકુંવારાં.
ખર્ચો ત્રિજોરીઓનાં દ્રવ્ય વીરાજી.
(એ રીત ફાવે તે મુકીને નામ દઇ ગાવું.

---

રાગ—ગીતનો.

એક વનરે વગડામાં આંબો લચ્યો.
આંબો થઈ રહ્યો ઘોર ગંભીરરે.
લહેરી ભમરો સોડમ લઇ રહ્યો.
હું તો ત્યાંરે ઢળાવું ભમર ઢાલીયો,
ત્યાં સોનીડે માંડી દુકાનરે— લહેરી૦
રાણા શ્રીકૃષ્ણ તુસીયો વસાવે છે.
તમે પહેરોને રાધા વહુ નાર— લહેરી૦
સ્વામી હું કેમ પહેરૂંરે એકલી,
નણદી સુભદ્રાજી રીસાઇ જાયરે— લહેરી૦
ગોરી રીસાય તો રીસાવા દો.
તમે પહેરોને ઘરનાં પ્રધાનરે— લહેરી૦

રાગ—ગીતનો.

મારે માંડવે સોનાનો સ્થંભ રૂપા કેરી વળી જડીરે,
મારે માંડવે કીયા ભાઇ આવીયા, કીયા ભાઇ આવશેરે,

મારે માંડવે શ્રીકૃષ્ણ આવ્યા, બળદેવજી આવશેરે.
એમની ઝોળીમાં પાંચ પચાસ પડો ભરી એલચીરે,
વીરા હાંડે છે મેડામેડ છેડા છુટી પામારીરે.
વીરા આવડી વરણાગી ના કરીએ મોતી ભરી મોજડીરે.

---

( રાગ—શ્રીકૃષ્ણ કમળમુખ નીરખવા ચાલો શ્રીનંદજીને ઘેરરે. )
ચાંદોને સુરજ રણુ ચઢયા, તાપીને રમતેલાં દીઠાંરે,
રમતાં ને જમતાં એમ ભણે, દાદાજી મુજને પરણાવોરે;
તુજને પરણાવું મારી બેટડી ઘર વર શોધીને લાવુંરે.
ઘર જોયાં ત્રિભોવન તણાં વર જોયા ચંપાનો છોડરે,
તેડાવો જોશીના બેટાને, તાપીના લગ્ન નિરધારરે;
મહા માસે શુકલ પક્ષે, સાતમને સોમવારરે.
તેડાવો તાપીની માતાને, ગોરને કણુવટ આપોરે,
થાળી ભરીને મુકતા ફળ માંહે છે સોનાની રેખોરે.
કણુવટ લઇ ગોર ઘેર ગયા, ગોરાણી પૂછે છે વાતરે;
કેની રે લુંટી કેની વહુવારૂ, કેની તોડી પેટીને મજુસરે.
નથી રે લુંટી કોઇની વહુવારૂ, નથી તોડી પેટીને મજુસરે;
તાપીના લગન રે નિરધાર્યા, એની માએ કણુવટ આપ્યોરે.
મેં તમને વારીયા વેવાઈ જેહેને લગન તે ના લેશોરે;
ના મળે જાર જાવંતરી, ના મળે જળ કે પાણીરે.
આવતાં વેવાઇને જાણીને, સમુદ્રરીયે શાળો રોપાવીરે;
શાળો રોપાવી કોઇએ ના જાણી. મેં પરબે ભરાવેલાં પાણીરે.

રાગ—ગીતનો.

જીરે આંબલીયો થડે રે થોડો, ને ડાંખલીયે અતિ ગણોરે;
જીરે ત્યાં ગોરા રામચંદ્ર ઉભા, જુએ લંકા ભણીરે.
જીરે કોણ અમને નગર દેખાડે, સીતાજીને મેળવેરે;
જીરે કોણ તારૂં સગુંને સહોદર, કોણ તારૂં સારથીરે.
જીરે કોણ તારો માડી જાયો વીર તે તમને મેળવેરે;
જીરે સુગ્રીવ સગો ને સહોદર હનુમન્ત સારથીરે.
જીરે લક્ષ્મણ માડી જાયો વીર, તે તમને મેળવરે;
જીરે આંબલીયો થડે રે થોડો, ને ડાંખલીયે અતિ ઘણોરે.

(રાગ—ટુંકા ટોડાની માલણી.)

રાતી રાતી તે પામરી વાપરી,
પામરી આપો બળદેવભાઇને હાથ;
એરે માલણ રાજા રામની,
વીરો ઓઢી પહેરી સંચર્યો;
એમને સરકારે કરીરે સલામ— એરે૦
એમને બેસંતાં આપ્યારે બેસણાં;
એમને ઉઠતાં કર્યારે જુહાર.— એરે૦
એમને ચાલતાં આપ્યા રે ઘોડીલા;
વીરો ઘોડીલ થયા અસ્વાર.— એરે૦
પીળી પીળી તે પામરી વાપરી;
પામરી આપ મગનભાઇને હાથ.— એરે૦
જમાઇ ઓઢી પહેરીને સંચર્યા;
એમને મોટાએ કરીરે સલામ.— એરે૦

એમને બેસંતા આપ્યા રે આસન;
એમને ઉઠંતા વખાણ્યા અપાર — એરે૦
એમને ચાલતાં આપ્યા રે હાથીડા;
એ તો હાથીડે થયા અસ્વાર— અરે૦

---

( રાગ—રઢિયાળી ઘોડી. )

દક્ષિણુ દેશથી ઘોડીરે આવી, આવી રહી માંડવા હેઠરે,
રઢીયાળીરે ઘોડી.
કીયા ભાઇ ઘોડીના મુલ કરાવે, કીયા ભાઇ ખરચે છે ગર્થરે „
કીયાભાઇ ઘોડીને સાજ નંખાવે, કીયાભાઇ થયા અસ્વારરે, રઢી.
કીયાભાઇ ઘોડીનો કોયડો ગુંથાવે, કીયાભાઈ નચાવે થૈથૈરે „
શ્રીકૃષ્ણુ ઘોડીના મુલ કરાવે, બળદેવજી ખરચે છે ગર્થ રે „
ઉધવજી ઘોડીનાં સાજ નંખાવે શ્રીકૃષ્ણુ થયા અસ્વાર રે „
સુબળ ઘોડીનો કોયડો ગુંથાવે, રાધાજી નચાવે થૈ થૈ રે „

( રાગ—વધાવાનો. )

ભમરા પહેલો વધાવો મારે આવીયો,
મેં તો મોકલ્યા મારા સસરાને દરબારે,
ચાવોળ મેલો બેસણે.
મારા સસરાજીએ ઉઠીને વધાવીઓ,
મારી સાસુએ દીધાં આદર માનરે.— ચાવોળ૦
ભમરા બીજો વધાવો મારે આવીઓ,
મેંતો મોકલ્યો મારા દાદાને દરબારરે.— ચાવોળ૦

મારા દાદાએ ઉઠીને વધાવીઓ,
માતાજીને અમે લાગ્યાં પાયરે.— ચાવોળ૦
ભમરા ત્રીજો વધાવો મારે આવીઓ,
મેંતો મોકલ્યો મારા વીરાને દરબારરે.— ચાવોળ૦
મારા વીરાએ ઉઠીને વધાવીઓ,
ભાભીજીએ ઝાલ્યા પાલવ છેડારે.— ચાવોળ૦
ભમરા ચોથો વધાવો મારે આવીઓ,
મેંતો મોકલ્યો મારા જેઠને દરબારરે.— ચાવોળ૦
મારા જેઠે ઉઠીને વધાવીઓ,
મારાં જેઠાણીએ મોંને મચકોડયાંરે.— ચાવોળ૦

---

( રાગ—ગીતનો. )

પાંચ વધાવો રાજ કોયલ બોલે;
પાંચમી રહી મારે વરધ સાહેલીરાજ.—કોયલ૦
પહેલો વધાવો મારા દાદાજીને ભેટ;
મારાં માતાજી ફુલ ભરી છાબ સાહેલીરાજ.—કોયલ૦
બીજો વધાવો મારા સસરાજીને ભેટ;
મારા સાસુજી નાળીએર ભરી છાબ સાહેલીરાજ.—કોયલ૦
ત્રીજો વધાવો મારા વીરા ઘર ભેટ;
મારા ભાભીજી લળીલળી લાગે પાય સાહેલીરાજ—કોયલ૦
ચોથો વધાવો મારા જેઠ ઘર ભેટ;
મારા જેઠાણી મોં મચકોડે સાહેલીરાજ.—કોયલ૦

તમેરે જેઠાણી ભાભી મોં કેમ મચકોડીયાં;
શો છે અમારો એવો વાંક સાહેલીરાજ.—કોયલ૦
ચોરે તે બેઠા એમનાં સસરાજી બોલ્યા;
એ વહુવારૂને મહીયર વળાવો સાહેલીરાજ—કોયલ૦
ચોપડા લખતાં એમના જેઠજી બોલ્યા;
એ વહુવારૂને મહીયર વળાવો સાહેલીરાજ.—કોયલ૦
સાંગામાંચીએ બેઠાં એમના સાસુજી બોલ્યાં;
એ વહુવારૂને મહીયર વળાવો રાજ— કોયલ૦
બેટડો ધવરાવતાં એમનાં જેઠાણી બોલ્યાં;
એ વહુવારૂને મહીયર વળાવો રાજ કોયલ બોલે.
ઘોડીલા ખેલાવતા એમના દીયરજી બોલ્યા,
એ ભાભી મહીયર વળાવો રાજ કોયલ બોલે.
પાણીડાં ભરતાં એમના દેરાણીજી બોલ્યા;
એ ભાભી મહીયર વળાવો રાજ કોયલ બોલે.
ઢીગલી તે રમતાં એમનાં નણદીજી બોલ્યાં;
એ ભાભી મહીયર વળાવા રાજ કોયલ બોલે.
મેડીએ બેઠા એમના સ્વામિજી બોલ્યા;
એ વહુ તે મહીયર કેમ જાય સાહેલીરાજ, કોયલ બોલે.
ચોરે તે બેઠા એમના સસરાજી બોલ્યા,
એ વહુ ઓરડીયાનો દીવો સાહેલીરાજ કોયલ બોલે.
સાંગામાંચીએ બેઠાં એમના સાસુજી બોલ્યા;
એ વહુ કુળ અજવાળાં સાહેલીરાજ કોયલ બોલે.

એટડો ધરાવતાં એમના જેઠાણી બોલ્યા;
એ વહુ કુળ અજવાળાં સાહેલીરાજ કોયલ બોલે.
ઘોડીલા ખેલાવતા એમના દીયરજી બોલ્યા;
એ ભાભી મારે હોળી રમવા જોગ સાહેલીરાજ કોયલ બોલે.
પાણીડાં ભરતાં એમનાં દેરાણી બોલ્યા;
એ જેઠાણી મારે પાણીડાં ભરવા જોગ સાહેલીરાજ ,,
ઢીગલાં તે રમતાં એમનાં નણદીજી બોલ્યા;
એ ભા ી મ રે ઢીગલી રમવા જોગ સાહેલીરાજ ,,

---

( રાગ—લાકડી ચઢીરે કમાડે.)

કીર્તિજી દીકરીને પૂછે કે, કયાં તારાં દિલ વસ્યાંરે,
રાધાજી માતાને કહે છે કે, મન મારાં ત્યાં વસ્યારે.
જશોદાના કુંવર કોડીલા, રૂપે મારાં મન વસ્યાંરે,
કહો કુંવરી કયાં એમને નિરખ્યા ને કયાં તારાં મન વસ્યાંરે;
જમુનામાં રમતેલા દીઠા, રમતે મારાં મન વસ્યાંરે,
દડુલાએ ખેલંતા જોયા, દોટે મારાં દિલ હર્યાંરે;
નાગોને નાથંતાં નીરખ્યા, બળે મારાં મન ઠર્યાંરે.
અસુરોને મારંતા પરખ્યા, દયાએ મારાં દિલ વસ્યાંરે.
દેવો સૌ નમતાં મેં જોયાં, એ પ્રભુતાએ મન વસ્યાંરે.
સખા સાથે ફરતાં મેં જોયા, પ્રેમે મારાં મન વસ્યાંરે;
ગાયોને ચારંતાં જોયા, ગોવાળે મારાં દિલ ઠર્યાંરે.
બંસીઓ બજતાં મેં પરખ્યા, મોરલીએ મારાં મન ઠર્યાંરે,

વાંસળીના સાદો મેં સાંભળ્યા, એ સ્વરે મારાં દિલ હસ્યાંરે.
દાવાનલ પીતાં મેં પરખ્યા, મુખડે મારાં મન વસ્યાંરે,
ઉજાણી જમતાં મેં જોયા, જમતાં મારાં મન વસ્યાંરે.
ગોવર્ધન તોલંતા નિરખ્યા, શક્તિએ મારાં મન ઠર્યાંરે,
પનઘટે ફરતાં મેં જોયા, ચાલે મારાં મન વસ્યાંરે.
દાણ લેતાં મારગડે પરખ્યા, વાણીએ મારા દિલ ઠર્યાંરે
માતાજી મુજને પરણાવોરે, એ વર છે વરણાગીઓરે,
વરણાગીએ વાંકા એ હીંડે, વરણાગીએ મન હર્યાંરે,
કિંકરી હું એજ હરિની, દયા માતા ઉર ધરોરે.
ખોળામાં એમને આપી, પ્રભુની મને કરોરે.

---

(નહિ પરણાવું ઉમીયા શિવને એ—રાગ.)

રાધાજીનાં માતા કહે છે—પ્રભુ પ્રેમને વશ છે સદાયરે,
મારી રાધાને એ બહુ ચહાયરે;
નહિ પરણાવું રાધા શ્રીકૃષ્ણને.
**રાધાજી**—માતા તમને હું લાગું પાયરે,
મને વહાલા છે વૈકુંઠરાયરે;
માતા પરણાવો મુજને શ્રીકૃષ્ણને.
**માતા**—એ છે કામણગારો કાનજી,
જાદુ વિદ્યામાં સદા મસ્તાનજી;
ભુલે જાદુથી રાધા ભાનજી;
નહિ પરણાવું રાધા શ્રીકૃષ્ણને.

**રાધા**—માતા કામણગારો ન કાનજી,
એ છે દેવાધિદેવ મહાનજી,
આપે આનંદ રસનાં એ દાનજી,
માતા પરણાવો મુજને શ્રીકૃષ્ણને.
**માતા**—શ્રીકૃષ્ણ રસ તણા સાગરે,
નવ આવે કદી તેનો તાગરે;
મારી રૂપાળી રાધા ડુબી મરે.
નહિ પરણાવું રાધા શ્રીકૃષ્ણને,
**રાધા**—પ્રભુ છે પ્રેમ રસનો ભંડારરે,
તેને માટે હર બ્રહ્મા મથી મરે,
મને ચાખવા ઇચ્છા અપારરે,
માતા પરણાવો મુજને શ્રીકૃષ્ણને.
**માતા**—શ્યામ રંગે સદાય છે શ્યામળો,
વળી ઓઢે છે કાળો કામળો;
મારી રૂપાળી રાધાને કેમ ગમે,
નહિ પરણાવું રાધા શ્રીકૃષ્ણને.
**રાધા**—શ્યામ રૂપાળા છે શ્યામ રંગથી,
મોહ પમાડે સૌને એ અંગથી;
મનથી પરણી ચુકી હું સર્વાંગથી;
માતા પરણાવો શ્રી મુજને શ્રીકૃષ્ણને.
**માતા**—શ્યામ તેજ તેજનો અંબાર છે,
સૌને આંજવા શક્તિ અપાર છે;

તેથી રૂપાળી રાધા અંજાઇ મરે,
નહિ પરણાવું રાધા: શ્રીકૃષ્ણને.
**રાધા**—પ્રભુ તેજ તેજનો અંબાર છે,
ચૌદ લોકને તેનો આધાર છે;
સૌનો પ્રભુ પર પ્યાર અપાર છે,
માતા પરણાવો મુજને શ્રીકૃષ્ણને.
**માતા**—કાન બંસી વગાડે મોહક અતિ,
ચૌદ લોકને એ રાગ પર રતિ,
સુણી રૂપાળી રાધા મોહી પડે,
નહિ પરણાવું રાધા શ્રીકૃષ્ણને,
**રાધા**—માતા બંસીમાં સ્વાદ અપાર છે,
એમાં પ્રીતિ મને હદપાર છે;
શ્યામ પૂર્વેના મારાજ યાર છે,
માતા પરણાવો મુજને શ્રીકૃષ્ણને.
**માતા**—એમની વાણીમાં શુંય વસી રહ્યું,
સુણે વાણી કે ભાન તરત થયું;
સુણી રૂપાળી રાધા ઘેલી બને,
નહિ પરણાવું રાધા શ્રીકૃષ્ણને.
**રાધા**—માતા વાણી હરિની અમૃત સમી,
મારાં મનડાંને એ તો અતિ ગમી,
મારી વૃત્તિઓ તેમાં રહે રમી,
માતા પરણાવો મુજને શ્રીકૃષ્ણને.

**માતા**—એની આંખમાં કામણ છે અતિ,
મારે કટાક્ષનાં બાણુ આંખથી,
મારી રૂપાળી રાધા સરાઇ મરે,
નહિ પરણાવું રાધા શ્રીકૃષ્ણને.
**રાધા**—માતા અમી અતિ એમની આંખમાં,
અવળી દૃષ્ટિએ તું એમને ઝાંખમાં;
મને ઉર્મિ લપાવા એમની પાંખમાં,
માતા પરણાવો મુજને શ્રીકૃષ્ણને.
**માતા**—ચક્ર સુદર્શન શ્યામની પાસ છે,
એનું તેજને શક્તિ અપાર છે.
મારી રૂપાળી રાધાજી બી મરે.
નહિ પરણાવું રાધા શ્રીકૃષ્ણને.
**રાધા**—ચક્ર સુદર્શન શ્રીહરિ પાસ છે,
તેણે દુષ્ટો તણો સદા નાશ છે;
એતો ભકતો તણું રખવાળ છે,
માતા પરણાવો મુજને શ્રીકૃષ્ણને.
**માતા**—એની પાસે એક દિવ્યશંખ છે;
શંખ વગાડયે સૌ લોક ખળભળે;
મારી રૂપાળી રાધા છળી મરે,
નહિ પરણાવું રાધા શ્રીકૃષ્ણને.
**રાધા**—શંખ પંચજન્ય હરિ પાસ છે,
બધા વેદો તણો તેમાં વાસ છે;

તેના સ્વરે અજ્ઞાનનો નાશ છે,
માતા પરણાવો મુજને શ્રીકૃષ્ણને.
**માતા**—વળી ઉંમરે કાન નાના દીસે,
મારી રાધા ઉંમરે અધિક છે;
થાય કજોડું તેનીય બીક છે,
નહિ પરણાવું રાધા શ્રીકૃષ્ણને.
**રાધા**—માતા પ્રભુ દેખાય નાના તને,
કેવી રીતે મોટા અસુરો હણે;
સૌથી મોટા જણાય છે એ મને,
માતા પરણાવો મુજને શ્રીકૃષ્ણને.
**માતા**—ધેનુ ચારવા વને વને ફરે,
ગાયો બોલવા હી-હી-હી ઉચરે.
હી-હી-હી સુણી રાધા ગભરાઇ મરે,
નહિ પરણાવું રાધા શ્રીકૃષ્ણને.
**રાધા**—પ્રભુ ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ છે,
હી-હી-હી શબ્દ બહુ રસાળ છે.
એજ વાણીમાં બહુ મને વહાલ છે,
માતા પરણાવો મુજને શ્રીકૃષ્ણને.
**માતા**—ઇચ્છા શ્રીહરિની જેવી હશે,
સકળ કૃતિ આ વિશ્વે તેવી થશે.
મારૂં કાંઇ નહિ તેમાં ચાલશે,
નહિ પરણાવું રાધા શ્રીકૃષ્ણને.

રાધા!—માતા કર્તા હરિ છે બધું,
તેહ ફેરવવા કોનું નહિ ગજું.
મને માધવના ખોળાંમાં કર રજુ,
માતા સોંપ આ દિકરી શ્રીકૃષ્ણને.

---

( રાગ—લાડકડી ચઢીરે કમાડે સુંદર વરને નીરખવારે. )

માતાજી કુંવરીને પૂછે કે, કયાં તારા મન વસ્યાંરે,
સીતાજી માતાને કહે છે, રામે મારાં મન વસ્યાંરે;
અયોધ્યામાં દશરથ રાય, પ્રભુજી ત્યાં ઉતર્યારે,
રામ એમનાં રૂડેરાં નામ કે, મન મારાં ત્યાં વસ્યાંરે;
આવ્યા છે આપણી નગરીમાં, ઋષિઓ જોડે ઉતર્યારે,
ઋષિઓને રમાડે છે ખુબ, એ રામમાં મન વસ્યાંરે;
આવતાંજ રસ્તામાં એમણે, પરાક્રમ બહુ કર્યાંરે,
શલ્યાનાં અહલ્યાજી કીધાં, સુણી મારાં મન ઠર્યાંરે;
અનંત અસુરોને માર્યા, બળે મારાં મન વસ્યાંરે,
સંતોની રક્ષાઓ કીધી, પ્રભુતાએ મારાં દિલ ઠર્યાંરે;
આજ સવારે મેં બાગે, ફરતાં એમને નીરખ્યારે,
નીરખતાં મન મારાં મોહ્યાં, ચાલે મારાં વસ્યાંરે;
મુખડાંના મલકારા નીરખી, આનંદે મારાં મન વસ્યાંરે,
આંખડીનાં અમૃત પીધાં, રસે મન મોહી પડયાંરે,
વાણીની મિઠાશો ચાખી, તેથી દિલ વશ થયાંરે;

વાંકડીઆ કેશો મેં નીરખ્યા, કેશોએ મારાં મન હર્યાંરે,
વાંકી વરણાગીઓ પરખી, વરણાગીએ દીલ ઠર્યાંરે;
માતાજી મુજને પરણાવો,એમાં મારાં મન વસ્યાંરે,
કિંકરી હું માતાજી એમની, પ્રભુમાં મારાં મન વસ્યાંરે.

---

## સીતા સ્વયંવરનું વર્ણન.

સીતા સ્વયંવર રચીયોરે રાયે મંડપ રચીયો.
રૂપ નીહાળી અનુપમ કન્યા જનકે લીધી પ્રતિજ્ઞારે- રાયે૦
તેડાવ્યા ભૂપ સકળ દેશ કેરા, આવીને કીધા છે ડેરા- રાયે૦
જે કોઇ શીવજીનું ધનુષ ચઢાવે, તે જાનકીજીનો કંથ કહાવે-રાયે૦
મોટી મનોહર મંડપશાળા, હેમના સ્થંભ હીરાળારે-રાયે૦
કાંચન મંચ અનુપમ ઢાળ્યા, પધરાવી ભૂપ નીહાળ્યારે-રાયે૦
કૌશિક મુનિ સાથે રાઘવ રાજે, તે રૂપ અલૌકિક છાજેરે-રાયે૦
રઘુપતિ આગળ ભૂપતિ ન્યારા, ચાંદા આગળ જ્યમ તારારે-રાયે૦
ધનુષ પૂજન કીધું જનક ભૂપાળે, ચંદન પુષ્પની માળારે-રાયે૦
ઢોલ નિશાન ને દુંદુભી વાજે, ઘોર ગગન લગી છાજેરે-રાયે૦
જનક પાસે ઉભાં જાનકી આવી, ધનુષને પુષ્પે વધાવીરે-રાયે૦
બોલ્યા શતાનંદ ગુરુ નૃપ જોઈ, ધનુષ ચઢાવોને કોઇરે-રાયે૦
એવું સુણીને ઉઠયા મહીપતિ સુખીયા, ભુજબળ સમ મુખીયારે-રા૦
ધનુષ કર તળે ના શક્યા ઘાલી, ચંચળ આવ્યાઃછે ચાલીરે-રાયે૦
ઉઠી ઉઠી આવે છે ભુપતિ બળીયા, કરી શ્રમ પાછા વળીયારે-રાયે૦
આવ્યો છે ઇન્દ્ર નરેન્દ્રને રૂપે, ન ચડયું ધનુષ સુર ભૂપેરે-રાયે૦

વાસુકી આવ્યો અનુપમ વેશે, ધનુષ ફર્યું નહિ શેષેરે—રાયે૦
લંકાપતિ લંક બાંધીને ઉઠયો, જાણે એ મેઘ વછુટયોરે—રાયે૦
દોડયો દશાનન ગર્વે ભરાણો, મન જાણે હું સફળાણોરે—રાયે૦
ધનુષ તળે કર દશ દશ ચાંપ્યા, તે દેખી દીકપતિ કંપ્યારે—રાયે૦
ચાંપ તળે ભુજ વીશ ભરાણા, તે કાઢતાં કર કચરાણારે—રાયે૦
લથડયો દશમુખ મહીપતિ હસીયા, મુકુટ મસ્તકથી ખસીયારે—રા૦
વીશ ભુજા દશ મસ્તક ધારી, હાર્યો રાય અહંકારીરે—રાયે૦
વરૂણ વાયુ આવ્યા નર વાયુ ધારી, ધનુષ થકી ગયા હારીરે—રાયે૦
દશ સહસ્ત્ર મહીપતિ એકઠા ધસીયા, ધનુષ ખુણા ન ખસીયારે—રા૦
દશ દીકપાલનો લાગ ન લાગ્યો, સર્વનો ગર્વ ત્યાં ભાગ્યોરે—રાયે૦
કેટલાક ભુપતિ બીન્યા ઉપહાસે, ન ગયા પિનાકની પાસેરે—રાયે૦
ન ચઢે ધનુષ વળે ભૂપતિ પાછા, આછા થકી લાગે આછારે—રાય૦
કેટલાક ભૂપતિ મનમાં રે લાજી, શીઘ્ર ચાલ્યા રથ સાજીરે—રાયે૦
જનકની આજ્ઞા માગી ન માગી, ગયા તે ભૂપતિ બળ ત્યાગીરે—રાયે૦
જોયું જનકે કોઇએ ધનુષ ન ચઢયું, તે પર્વતની પેરે પડયુંરે—રાયે૦
જનક જાણે મારી પુત્રી ન પરણી, વીર વિના થઈ ધરણીરે—રાયે૦
ભૃગુપતિએ પૃથ્વી નક્ષત્રી કીધી, સકળ કળા હરી લીધીરે—રાયે૦
એણીપેરે સાંભળી લક્ષ્મણે વાણી, લોચન ક્રોધે ભરાણીરે—રાયે૦
ભણેરે પ્રભુ મને આજ્ઞા દીજે, ભૂપતનું મનડું પતિજેરે—રાયે૦
કહો તો બ્રહ્માંડને પાટુએ પાડું, કું કે આ અવની ઉરાડુંરે—રાયે૦
સાત સાગર કહો તો એકઠા ભેળું, આભના તારા ઉખેડુંરે—રાયે૦
નિર્વીર પૃથ્વી જનકજીએ જાણી, ન શકયું ધનુષ કોઇ તોડીરે—રાયે૦

પ્રભુ તમ આવે જો ધનુષ ન ભાંગે, તો રવિકુલ લાંછન લાગેરે–રાયે૦
સાંભળી ભ્રાત વાયા રઘુનાથે, આપણ છીએ મુનિ સાથેરે–રાયે૦
આજ્ઞા વિના કાંઈ કામ ન થાએ, સેવા તણું ફળ જાએરે–રાયે૦
સાંભળી ઋષિ હસી બોલ્યા મુખથી, ધનુષ ચઢાવોને સુખથીરે–રા૦
રામ રઘુકુળ કેશરી કહાવો, શંભુનું ધનુષ ચઢાવોરે–રાયે૦
મુનિવરના સુણી વાયક કર્ણે, ઉઠી પ્રભુ લાગ્યા ચર્ણેરે–રાયે૦
કટિતટ–પલવટ નાથે ન વાળી, ન બાંધી પાઘ સંભાળીરે–રાયે૦
સેંજે ધર્યું જઇ ધનુષ ત્રિપુરારિ,તે કુસુમ જેવું લાગ્યું ભારીરે–રાયે૦
તાણી પિનાકના કર્યાં ત્રણ કકડા,તે આભ લગી જઈ અટકયારે–રા૦
સપ્ત પાતાળેથી પન્નગ થડકયો, ભાનુ તણો તુરી ભડકયોરે–રાયે૦
કલમલ્યો કુરંગ ધનુષ કડાકે, દીગ્ગજ ભાગ્યા ભડાકેરે–રાયે૦
દેવ રહ્યા દંત આંગળી ઘાલી, જોવા આવ્યા સહુ ચાલીરે–રાયે૦
કોઇ કહે ભવકો ડંડ કિશોરે, વય વિના ભાંગ્યું છે જોરે–રાયે૦
કોઈ કહે ભૂપતિ એવું કરીએ, જાનકી બેટીને વરીએરે–રાયે૦
કોઈ કહે ભૂપ એવું ન કીજે, અન્યાયે કન્યા કેમ લીજેરે–રાયે૦
કોઇ કહે જાણ્યું અજાણ્યું મા ભાખો, બોલ્યા વિના ખળ રાખોરે–રા૦
જેણે શરાસન શંભુનું ભાંગ્યું, અસ્ત્ર અખંડિત ગાજયુંરે–રાયે૦
તે સાથે યુદ્ધ કર્યે કેમ ચાલે, મારી મહીતળે ઘાલેરે–રાયે૦
કોઈ કહે ભૂપ ચાલે રથ જોડી, ભીડ થાય જ્યમ થોડીરે–રાયે૦
ભક્ત ભૂપતિ ઘણું મનડામાં હરખે, તે રૂપ રાઘવ તણું નરખેરે–રાયે૦
દેવના દુદંભી વાગે છે વ્યોમે, વરસે કુસુમ ઘણા ભોમેરે–રાયે૦

ભારે કુતુહલ મંડપ માંહી સજ્જન હરખ્યા છે ત્યાંહીરે—રાયે૦
આપી રઘુવરને વરમાળા, આવીને જાનકી બાળારે—રાયે૦
(સીતા સ્વયંવરમાંથી.)

---

## ઉકરડી નોતરતાં ગાવાનાં ગીત.

વિવાતા ઘરમાંથી વાળીને પુંજો એકઠો કરીએ;
એકાંતે રાખી મુકીએ, જ્યાં ઉકરડી નોંતરીયે. ૧
જ્યાં ત્યાં પુંજા કચરા તણી, ગંદકી નવ થાયે;
એ થકી આંગણું આપણું, સ્વચ્છ સારૂં દેખાયે. ૨
વળતી ઉકરડી ઉઠાડીએ, વિવાહના દિન વીતે;
જે બધો પુંજો તપાસીને, તજીએ રૂડી રીતે. ૩
જો પુંજો ઘરમાંથી વાળીને, દુર નાંખીજ દઇએ;
સોનું રૂપુ પડે આખડે, તો કયાં શોધવા જઇએ, ૪
કંકુ કે કોડી ઉતારીએ, ભોંયમાં એક ઠામરે;
એઠવાડ ને ઓસામણ, તેમાં ભરીએ તમામરે. ૫
વળતી ઉલેચી નાંખીએ, ઘણે વેગળે જઈને;
ખાળ કુવો કાંતો કીજીએ, સારી શિખામણ લેને. ૬
વિવાતા ઘરને આંગણે, નહિ તો કાદવ થાયરે;
ચાલતાં પણ અડચણ ચડે, દુર્ગંધ દેખાયરે. ૭
સારૂં રાખો સ્વચ્છ આંગણું, સર્વ સમજીને આમરે;
તો તમને આશિષ અતિ દેશે, દિલથી દલપતરામરે. ૮

---

## કુવડ સ્ત્રીનું ગાવાનું ગીત.

('ઉકરડી નોતરતાં વનમાળીરે' રાગ).

ઉકરડીને નોતરી વહુવારૂરે,
બેસારીએ ઘર બાર—સુણો વહુવારૂરે.
જે નારી ગંદી ગોબરી વહુવારૂરે;
એનો એવો અધિકાર.— સુણો.
ઉકરડી છંછેડતાં વહુવારૂરે;
રજ વળગે આવી અંગ.— સુણો.
કુવડને છંછેડતાં વહુવારૂરે;
થાય તે રંગમાં ભંગ.— સુણો.
દઇએ શિખામણ સ્નેહથી વહુવારૂરે;
ઉલટો તે અવગુણ ગાય.— સુણો.
કંઈ કંઈ વાંધા કાઢીને વહુવારૂરે;
રોજને રોજ રિસાય.— સુણો.
કુવડ નારીનો ચોટલો વહુવારૂરે;
જાણીએ સુધરીનો માળો.— સુણો.
દહાડો ચડે સુતી ઉઠે વહુવારૂરે;
કરતી તે વઢવાને ચાળોરે.— સુણો.
કુવડ નારીનું આંગણું વહુવારૂરે;
ઉકરડી અનુસાર.— સુણો.
પાણીયારૂં તેનું પેખીએ વહુવારૂરે;
બેઠે વળી બહુ છારરે.— સુણો.

ખુમો પાડીને બોલતાં વહુવારૂરે;
લેશ નહિ તેને લાજ.— સુણો.
વાદ વદે વિના કારણે વહુવારૂરે;
કરતાં કાંઈ કામકાજ.— સુણો.
સાંજ પડે ને સુઇ રહે વહુવારૂરે;
પાથરીને જેમ તેમ.— સુણો.
વાસણ એઠાં ઉટકે વહુવાહુરે;
એ રહે એમનાં એમ.— સુણો.
વિવાહમાં શાખ જેવી પડે વહુવારૂરે;
ગવાય ગામો ગામ.— સુણો.
માટે ચેતીને ચાલજો વહુવારૂરે;
દે શીખ દલપતરામ.— સુણો.

---

## વહુની નીંદાને બ્હાને બીજીઓને શિખામણ.

(સોનાના સ્થંભ હીરે જડયારે—એ રાગ.)

ડવો લીંબડો અને કારેલી રે, કડવા ગંગા વહુના બોલ;
મેળાવડે સહુ મળીયારે.
વહુને ના કોઇ છંછેડશોરે, કુરી નાંખે તરણાને તોલ. ,,
.રધનભાઈને ધન્ય છે, સહન કરે છે સદાય. ,,
.લ્લું જો હોય તો બદલીએરે, માણસ બદલાયું નવ જાય. ,,
ળાવડે જન સહુ મળીયારે, સહુ જનો સરખાં ન હોય. ,,
જન ગરવા ગંભીર છેરે, હલકા મનના કોઇ હોય. ,,
વું હોય તેવું નિભાવીએરે, સાંકડી હોય જ્યાં સગાઈ. ,,

મોટાના મન મોટા હોય છેરે, તે સદા રહે ગામ ખાઈ. ,,
મોભ મોટા મોટા થાંભલારે, મોટાને શિર મોટો બોજ. ,,
હલકી તે વળીઓ ને વાંસડારે, તને બોજ તેના સરખોજ. ,,
સહુ મળીઆ જમવાને મહાલવારે, ઘરના તો કરવાને કાજ. ,,
સંપીને કામ જો સહુ કરેરે, ઘર તણી તો વધે લાજ. ,,
તમને ગંગા વહુ એમ કહ્યુંરે, બીજાને સંભાળવા કામ. ,,
તમે તો વધાર્યા છે વિશ્વમાંરે, ગુણ થકી જશ ઠામો ઠામ. ,,
સમજુ તો સમશ્યામાં સમજશેરે, મુર્ખ તો પડે જ્યારે માર. ,,
દીધી દલપતરામે દીધી ભલીરે; સહુને શિખામણ સાર. ,,

---

## ઉકરડી નોતરતાં ચાલુ.

ઉકરડી નોતરતાં સુણ બેનડીરે,
લાધ્યો છે સોનાનો ખીંટો, માદલીયો રણઝણેરે.
તેની ઘડાવીશ સુણ બેનડીરે૦
સોવરાવીશ જમણેરે કાન, માદલીયો રણઝણેરે.
ઉકરડી નોતરતાં સુણ બેનડીરે૦
લાધ્યો છે રૂપાનો ખીંટો માદલીયેઃ રણઝણેરે.
તેનું ઘડાવીશ ઝાંઝરૂં, સુણ બેનડીરે૦
સો'વરાવીશ જમણેરે પાય, માદલીયો રણઝણેરે.
ઉકરડી નોતરમાં સુણ બેનડીરે૦
લાધ્યો છે લોઢાનો ખીલો માદલીયો રણઝણેરે.
તેનો ઘડાવીશ દીવડો સુણ બેનડીરે૦
સો'વરાવીશ જમણેરે હાથ માદલીયો રણઝણેરે.

ઉંડો કુવો જળ ભર્યારે ઈંટે વળ્યો સેવાળ આથમણી ડગમગેરે.
હું તમને પુછું છું રાધા વહુરે, કેમરે શ્રીકૃષ્ણ દુબળારે;
રાતે રમે રાણા સોગટડાંરે, દહાડે રમતીયાની જોડરે–અથમણી૦

## માંડવો ચોકતાં ગાવાનું.

( રાગ—ગીતનો. )

કેળો વઢાવોને માંડવા ચોકાવો;
દેવતા લોક કેમ કરી પરણે હો રામજી,
શ્રીકૃષ્ણજીની પાલખડી સોવરાવો.
સોનાની થાળી સીંદુરે અજવાળી;
મોતીના તોરણ બંધાવો હો રામજી— શ્રીકૃષ્ણજીની૦
તાંબાની ચોરી ને રૂપલા ગુજરડાં;
મોતીના સાથીયા પુરાવો હો રામજી— શ્રીકૃષ્ણજીની૦
કૃષ્ણ કહે બેની ચોરીએ આવો;
દેવતા લોક એમ કરી પરણે હો રામજી— શ્રીકૃષ્ણજીની૦
સમડા વઢાવો ને માંડવા ચોકાવો;
માનવી લોક કેમ કરી પરણે હો રામજી—શ્રીકૃષ્ણજીની૦
કાંસાની થાળી રાખોડીએ અજવાળી;
આંબાના તોરણ બંધાવો હો રામજી— શ્રીકૃષ્ણજીની૦
કચરાની ચોરી કાદવનાં ગુજરડાં;
ચોખાના સાથીઆ પૂરાવો હો રામજી— શ્રીકૃષ્ણજીની૦
વીરો કહે બેની ચોરીએ આવો;
માનવી લોક એમ કરી પરણે હો રામજી—શ્રીકૃષ્ણજીની૦

## વિવાહની વરધોમાં ગાવાનાં ગીત.

પહેલડા પહોરનાં કિરણ ચઢિયાતા, તો બીજલે વાદળ છાઇઆંરે
ત્રીજેને પહોરનો મેઘ ધપતો, ચોથે સરોવર સૌ ભર્યાંરે.
ઉંચી ઇંટે સરોવર ચણીઆં તો, જળ ટાઢાં જળ શીયળાંરે;
જાતાં વળતા રાવ રાણે રહીને નિહાળ્યા તો, કોનાં મહીયર કોનાં સાસરાંરે.
સુભદ્રાબેન મહીયારીનાં મહીયર, તો લક્ષ્મી વહુવારૂનાં સાસરાંરે;
માડી આ સુખડ વૃક્ષ વઢાવો તો, ચાર સિંહાસન ઘડાવીએરે.
પહેલું સિંહાસન કૌશલ્યા માને મેલો તો, જાણે રામચંદ્ર જાઇઆરે;
રામચંદ્ર જાઇને કેસલા કીધાં તો, રાવણ રોળી સીતાજીને લાવીયારે.
બીજું સિંહાસન દેવકીજીને મુકો તો, જાણે શ્રીકૃષ્ણ જાઇઆરે;
શ્રીકૃષ્ણ જાઇને કેસલાં કીધાં તો; નાગ નાથીને ઘેર આવીયારે.
ત્રીજું સિંહાસન અંજનીને મેલો તો, જાણે હનમંત જાઇઆરે;
હનુમંત જાઇને કેસલા કીધા તો, લંકા પ્રજાળી ઘેર આવીયારે.
ચોથું રે સિંહાસન નવી વહુને મેલો તો, જાણે જીયાવર જાઇઆરે.
જીયાવર જાઇને કેસલાં કીધાં તો, પગરણ લઈ ઘેર આવીયારે.

## વરઘ ભરતી વખતે.

નારી તે પૂછે નગણા કનૈયા, આંખલડી કયાં આંજીરે.
ગોકુળના કનૈયા.
ભાઈબંધને ઘેર બેસવા ગયા'તા, ભાભીએ હસવા કીધાંરે—ગો૦
જુઠડા કનૈયા જુઠડું શું બોલો, મૃગનયનીને પરણ્યારે— ગો૦

નારી તે પૂછે નગણા કનૈયા, અંબોડો ક્યાં ભરીયોરે—ગો૦
સાહુને ઘેર બેસવા ગ્યા'તા, સાળીએ હસવાં કીધાંરે— ગો૦
જુઠડા કનૈયા જુઠું શું બોલો, મૃગનયનીને પરણ્યારે— ગો૦
નારી તે પૂછે નગણા કનૈયા, છાંટણાં ક્યાં છાંટયાંરે— ગો૦
મામાને ઘેર બેસવા ગ્યા'તા, મામીએ છાંટણ છાંટયાંરે— ગો૦
જુઠડા કનૈયા જુઠું શું બોલો; મૃગનયનીને પરણ્યારે— ગો૦
નારી તે પૂછે નગણા કનૈયા, બીડલાં ક્યાં ચાવ્યાંરે— ગો૦
તંબોળીને ઘેર બેસવા ગ્યા'તા, તંબોળીએ બીડલાં આપ્યાંરે—ગો૦
જુઠડા કનૈયા જુઠું શું બોલો, મૃગનયનીને પરણ્યારે— ગો૦
નારી તે પૂછે નગણા કનૈયા, શિરબંધ ક્યાં બાંધ્યારે— ગો૦
દોશીડાને ઘેર બેસવા ગ્યા'તા, દોશીડે હસવાં કીધાંરે— ગો૦
જુઠડા કનૈયા જુઠડું શું બોલો, મૃગનયનીને પરણ્યારે— ગો૦
નારી તે પૂછે નગણા કનૈયા, મીઢળ ક્યાં બાંધ્યાંરે— ગો૦
ગોરને ઘેર બેસવા ગ્યા'તા, ગોરાણીએ હસવાં કીધાંરે— ગો૦
જુઠડા કનૈયા જુઠડું શું બોલો, મૃગનયનીને પરણ્યારે— ગો૦
નારી તે પૂછે નગણા કનૈયા, શ્રીફળ ક્યાંથી લાવ્યારે— ગો૦
ગાંધીને ઘેર બેસવા ગ્યા'તા, ગાંધણે શ્રીફળ આપ્યાંરે— ગો૦
જુઠડા કનૈયા જુઠડુ શું બોલો, મૃગનયનીને પરણ્યારે.— ગો૦

---

( રાગ—ગીતનો. )

સોનાની સોયો ને રૂપાના દોરા;
સીવો રણછોડરાયના વાઘારે—ગોરી વરધે વધાવો.
એટલે રણછોડરાય સીમાડે આવ્યા;
હરખ્યાં સીમાડીયાનાં હૈયાંરે— ગોરી૦
એટલે રણછોડરાય ભાગોળે આવ્યા;
હરખ્યા ભાગોળીયાનાં હૈયાંરે— ગોરી૦
એટલે રણછોડરાય ખડકીએ આવ્યા;
હરખ્યાં સાસુજીનાં હૈયાંરે— ગોરી૦
એટલે રણછોડરાય માંયરામાં આવ્યા;
હરખ્યાં મામાજીનાં હૈયાંરે— ગોરી૦
એટલે રણછોડરાય પરણવા બેઠા;
મામાજી કન્યા પધરાવોરે— ગોરી૦
પહેલું તે મંગળ ચોરીમાં વર્ત્યું;
આપ્યાં ગાવડીયોનાં દાનરે— ગોરી૦
બીજું તે મંગળ ચોરીમાં વર્ત્યું;
આપ્યો નવખંડ માળવોરે— ગોરી૦
ત્રીજું તે મંગળ ચોરીમાં વર્ત્યું;
આપી દુઝણી ઝોટોરે— ગોરી૦
ચોથું તે મંગળ ચોરીમાં વર્ત્યું;
આપ્યાં રથોનાં દાનરે— ગોરી૦

---

રાગ—ગીતનો.

લીલી તે ટોપી રે વાપરી;
લાવી મેલો માંડવા હેઠ, લીલી તે ટોપી ભરત ભરી.
ટોપી પહેરી શ્રીકૃષ્ણ સંચર્યા;
પૂછે છે નગરીના લોક, લીલી તે ટોપી ક્યાં ભરી.
મોસાળમાં દાદારે વહેવારીઆ;
ખંભાતમાં વહાણુ કમાય, સંતોએ એ ભેટો મોકલી.
લીલી તે ચોળી તે વાપરી;
લાવી મેલો માંડવા હેઠ, લીલી તે ચોળી ભરતે ભરી.
ઓઢી પહેરી સુભદ્રાબેન સંચર્યા;
પૂછે છે નગરીના લોક, લીલી તે ચોળી ક્યાં ભરી.
દ્વારિકામાં વીરોરે વહેવારીઓ;
ગોકુળમાં વહાણુ કમાય, સંતોએ એ ભેટ મોકલી.

---

રાગ—ગીતનો.

પોપટડીશી બોલ મારી રાણી, જંગલનું જનાવર રાજા ચીંચીં બોલે.
રાણીજીનાં દાતણુ પહેલે ડમરે લીધાં— પોપટડી૦
રાણીજીનાં નાવણુ પહેલે ડમરે લીધાં— પોપટડી૦
રાણીજીનાં ભોજન પહેલે ડમરે લીધાં— પોપટડી૦
રાણીજીનાં મુખવાસ પહેલે ડમરે લીધા— પોપટડી૦
રાણીજીનાં પોઢણુ પહેલે ડમરે લીધા— પોપટડી૦

---

( રાગ—ગીતનો. )

આઠ કુવા ને નવ વાવડી, ઝીણા મારૂજી.
પાણી ભરે પાણીયારી, રાયજાદી, નવ પાલવ છોડ, ઝીણા મારૂજી.
સોના તે કેરૂં મારૂં બેડલું; ઝીણા મારૂજી.
રૂપલા ઉઢાંણી હાથ- રાયજાદી૦
સરોવર પાણી સંચર્યો, ઝીણા મારૂજી.
સાંભળી એક અવનવી વાત, રાયજાદી૦
કોણે કહ્યાં ને કોને સાંભળ્યાં, ઝીણા મારૂજી.
કોણે ચલાવી વાત, રાયજાદી૦
ચાંદે કહ્યાં ને સુરજે સાંભળ્યાં, ઝીણા મારૂજી.
વાયે ચલાવી વાત, રાયજાદી૦
શાને લગને સાહ્યબા પરણશો, ઝીણા મારૂજી.
ક્યારે ચલાવશો જાન, રાયજાદી૦
સાતમને લગને ગોરી પરણશું, ઝીણા૦
છઠે ચલાવીશું જાન, રાયજાદી૦
શેરે વાંકે સાહ્યબા પરણશો, ઝીણા૦
શેરે વાંકે લાવશો શોક્ય, રાયજાદી
તમારા પાંચારે ગોરી શામળા, ઝીણા૦
ગોરા પાંચાની અમને ખાંત, રાયજાદી
તમારાં રે ગોરી છોરાં ગોબરાં ઝીણા૦
ભેગા બેસાર્યાની ખાંત રાયજાદી
તમારાં મહીપર ગોરી વેગળાં ઝીણા૦

ઢુંકડા સાસરીયાની ખાંત, રાયજાદી૦
તમારો બાંધવ ગોરી એકલો, ઝીણુા૦
સાત શાળાની અમને ખાંત, રાયજાદી૦
પરણી સરજી સાહ્યબો આવીયો, ઝીણુા૦
લાવ્યા નાનેરી શોકય, રાયજાદી૦
ઉઠો ગોરી રસોઈ કરો, ઝીણુા૦
જમશે નાનેરી શોક્ય, રાયજાદી૦
કોના જેવી ને કોના જેવડી, ઝીણુા૦
કોનાં સરખી છે શોક્ય, રાયજાદી૦
તુજરે જેવી ને તુજ જેવડી, ઝીણુા૦
જાણે તમારી બેન, રાયજાદી૦
વચમાં ભરાવો સાહ્યબા ભીંતડી, ઝીણુાં૦
રહેશે નાનેરી શોકય, રાયજાદી૦
વચમાં મેલાવો સાહ્યબા જાળીયાં, ઝીણુા૦
નિત્ય શિખામણ દઇશ. રાયજાદી૦

---

( રાગ—ગીતનો. )

લીલી ઘોડી ને પીળાં જરદ પલાણ છે
ચાંબખડો ચાંપાનેર, રાખોને ઘોડી છેલ છબીલી.
આગળ ડીયાભાઇના દાદા દેશાઈ છે,
વચમાં માતાજીનો રથ- રાખોને૦

આગળ શ્રીકૃષ્ણના દાદા દેશાઇ છે,
વચમાં માતાજીનો રથ- રાખોને૦
લીલી ઘોડીને પીળા જરદ પલાણ છે,
ચાબગડા ચાંપાનેર- રાખોને
આગળ ફીયાભાઇના વીરા દેશાઇ છે,
વચમાં ભાભીજીને રથ- રાખોને૦
આગળ શ્રીકૃષ્ણના વીરા દેશાઇ છે,
વચમાં ભાભીજીનો રથ- રાખોને૦
(આ પ્રમાણે ગમે તે નામ મુકીને ગાવું)

---

(રાગ—ગીતનો.)

ઉંચો ચોરો ચોતરો સોનીડે માંડયા હાટ;
તુસીયો વસાવો નાની નણદીના વીર, ઝીણા મારૂજી હોરાજ.
હલકીશી તુસીયોને પહેર્યે શું થાય,
ભારે વસાવો મારી કોટ ઝોલા ખાય- ઝીણા૦
ઉંચો ચોરો ચોતરો દોશીડે માંડયા હાટ,
અંબર વસાવો નાની નણદીના વીર- ઝીણા૦
હલકાંશાં અમ્બરને પહેર્યે શું થાય,
ભારે વસાવો મારી કેડ ઝોલા ખાય- ઝીણા૦
ઉંચો ચોરો ચોતરો ચુડગરે માંડયા હાટ,
ચુડીલા વસાવો નાની નણદીના વીર- ઝીણા૦

હલકાશા ચુડલાને પહેર્યે શું થાય,
ભારે વસાવો મારી હાથા ઝોલા ખાય- ઝીણુ૦

---

( રાગ—ગીતનો. )

લાડણી તે લખી કાગળ મોકલેરે,
મોટાનાં કુંવર વહેલા પધારજો, ઘડીયાં લગન લાડી લઇ રહી.
આવીશ પણ સમડાને થાંભલે નહિં પરણું;
ઘડી એક રહીને પરણીશ, જો કેળોના થાંભલા નીપજે,
લાડણી તે લખી કાગળ મોકલેરે,
મોટાના કુંવર વહેલા પધારજો, ઘડીયાં લગન લાડી લઇ રહી.
આવીશ પણ માટીની ચોરીએ નહિ પરણું;
ઘડી એક રહીને પરણીશ, રતનજડિત ચોરી નીપજે,
લાડણી તે લખી કાગળ મોકલેરે;
મોટાનાં કુંવર વહેલાં પધારજો, ઘડીયાં લગન લાડી લઇ રહી.
આવીશ પણ લાકડાના બાજઠે નહિં પરણું;
ઘડી એક રહીને પરણીશ જો ચાંદીના બાજઠ નીપજે.
લાડણી તે લખી કાગળ મોકલેરે;
મોટાના કુંવર વહેલાં પધારજો, ઘડીયાં લગન લાડી લઇ રહી.
આવીશ પણ જાજમને માંડવે નહિં પરણું;
ઘડી એક રહીને પરણીશ, જો વેલોના માંડવા નીપજે.

## ગોતઈડો ભરતી વખતે ગાવાનુ ગીત.

રાગ—ગીતનો.

ચટકે ચાંદરણી શી રાત, તારુણી રમવા નિસર્યા મોરારાજ;
રમતેલા લાગી છે વાર સાહેબ તેડાં મોકલ્યાં મોરારાજ,
પીત્તળ લોટા જળે ભર્યા, મોરારાજ.
સોના ઝારીએ હાથ અડકાડો, દાતણુ કર્યા માનીશું મોરારાજ;
ચટકે ચાંદરણી શી રાત, તારુણી રમવા નીસર્યા મોરારાજ,
રમતેલા લાગી છે વાર, સાહેબ તેડાં મોકલ્યાં મોરારાજ;
તાંબાકુંડી તો જળે ભરી મોરારાજ.
ચટકે ચાંદરણી શી રાત, તારુણી રમવા નીસર્યા મોરારાજ;
રમતેલા લાગે છે વાર, સાહેબ તેડાં મોકલ્યાં મોરારાજ,
ચલાણે ચોળ્યાં ચુરમાં, મોરારાજ.
થાળીએ હાથ અડકાડો ભોજન કર્યા માનીશુ મોરારાજ;
ચટકે ચાંદરણી શી રાત, તારુણી રમવા નીસર્યા મોરારાજ,
રમતેલા લાગી છે વાર, સાહેબ તેડા મોકલ્યાં મોરારાજ,
લવીંગ સોપારી ને એલચી મોરારાજ.
પાનને હાથ અડકાડો, મુખવાસ કર્યા માનીશું મોરારાજ;
ચટકે ચાંદરણી શી રાત, તારુણી રમવા નીસર્યા મોરારાજ,
રમતેલા લાગી છે વાર, સાહેબ તેડા મોકલ્યા મોરારાજ;
સાગ સીસમનો ઢાલીયો મોરારાજ.
તળાઇએ હાથ અડકાડો, પોઢણુ કર્યા માનીશું મોરારાજ.

---

## વરઘ ભરવા જતાં તથા માટી લાવતાં ગાવાનું ગીત.

રાગ—ગીતનો.

લાડણી સંદેશો મોકલેરે,
રાયવર વહેલા પધારો કે રેજા ખંડનારે.
હું કેમ આવું લાડી એકલો રે,
દાદાજી દુભાય કે રેજા ખંડનારે.
તમારા દાદાને આપું ઘોડલીરે,
ઘોડલીએ સાથે પધારો કે રેજા ખંડનારે.
લાડણી સંદેશો મોકલે રે,
રાયવર વહેલા પધારો કે રેજા ખંડનારે.
હું કેમ આવું લાડી એકલો રે,
વીરાજી દુભાય કે રેજા ખંડનારે.
તમારા વીરાને આપું હાથીડા રે.
અંબાડી સાથે પધારો કે રેજા ખંડનારે.

---

## માટી લઇને ઘેર આવતી વખતે ગાવાનું ગીત.

(રાગ—સતી સીતા કંકોતરી મોકલે.)

તાંબાકુંડી તે નગર સોહામણી,
માંહે ભર્યા છે જમનાજીના નીર—સાહેલીનો આંબો મોરીયો.
કીયા ભાઇનાં તે વાજાં વાગીયાં,
કીયા ભાઇનાં ગડગડીયા નિશાન— સાહેલી

નંદનંદનના વાજાં તે વાગીયાં,
નંદકુંવરનાં ગડગડીયાં નિશાન— સાહેલીનો૦
કીયા ભાઈના ઘોડા તે જવ ચરે,
કીયા ભાઈના ચરે નાગરવેલ— સાહેલીનો૦
ગિરધારીના ઘોડા તો જવ ચરે,
યદુપતિના તો ચરે નાગરવેલ— સાહેલીનો૦
કેઇ વહુને તે પહેરણુ પટોળડી,
કેઈ વહુને પહેરણુ દક્ષિણુ ચીર— સાહેલીનો૦
રાધા વહુને પહેરણુ પટોળડી,
લક્ષ્મી વહુને પહેરણુ દક્ષિણુ ચીર— સાહેલીનો૦

---

## પીઠી ચોળતાં ગાવાનાં ગીત.

( રાગ—દીલ ગોઠે તો પરણો મોટાંનાં કુંવરી. )

પીઠી પીઠી ચોળો કોડીલાં કુંવરી.*
મન પ્રીતિમાં રોળો " "
પીઠી એ તો પ્રીતિ " "
રસની રૂડી રીતિ " "
પ્રભુ પીતાંબર પહેરે " "
એ પ્રીતિની લહેરે " "
અંગો અંગે પ્રીતિ " "

---

* કોડીલા કુંવરીને બદલે 'કોડીલા કુંવર' વાપરી વરને માટે ગવાય.

ચોળો છોડી ભીતિ ,, ,,
ઉરમાં રસ બહુ ભરજો , ,,
પ્રીતિ ચરણે ઠરજો ,, ,,
રંગ પ્રીતનો પીળો ,, ,,
સુંદર ને વળી શીળો ,, ,,
પ્રેમ સરોવર ઠરજો ,, ,,
વલ્લભ વરને વરજો ,, ,,
કિંકરીઓ કહે સાચું ,, ,,
પ્રીત વગર સહુ કાચું ,, ,,

---

રાગ—ગીતનો.

ઓ સજની આવો આજરે, ચોળે પીઠી આ સૌ સાજરે,
આ પીઠી તો છે પીળીરે, એ મનડાંને છે શીળીરે.
એ હળદી પ્રીતિ રૂપરે, છે શુકન એના ખૂબરે,
એમાં ભેળી છે કસ્તુરીરે, એ યમુના માતા શુરીરે.
એ બનાવે નિર્ગુણ રૂપરે, થાય પ્રસન્ન વ્રજના ભુપરે,
એમાં ભેળ્યાં સુગંધી અત્તરરે, એ તો બનાવે પ્રેમથી તરરે.
એમાં અરગજાને ચંદનરે, તે કરશે પ્રભુને વંદનરે,
ચોબાજુ પ્રસરે સુવાસરે, તેમ પ્રસરે જશની વાસરે.
વળી ઉરમાં થાય ઉજાસરે, વસે વિઠ્ઠલ તેની પાસરે,
પીઠીથી રૂપ પ્રકાશેરે, ઉરના અંધારા નાસે રે.
કરે હૃદય હિમશું શીતળરે, પીઠીની મોંઘી પળરે,

પીઠી પ્રીતિનો સાજરે, ચોળે કે આવે રાજ રે.
કિંકરીઓ હરિની જેહરે, તેને પ્રભુમાંય રસમેહ રે,
પીઠી શિખામણ આપેરે, કેમ પ્રભુમાં ચિત્ત ન થાપેરે.
સૌ પ્રભુમાં પ્રેમ ધરાવોરે, ભર્યો પ્રભુમાં સઘળો લહાવો રે,
કોઇ વિરલા સમજે વાતરે, કરે પાવન ભજને જાતરે.

---

રાગ—ગીતનો.

ાના શા શ્રીકૃષ્ણ કુંવારા, કે જઈ બેઠા બાજઠીએ બેઠારે કંઇ,
ૂછેરે એમનાં માતા જશોદા, જે જોઇએ તે માગોરે કંઇ;
ાંગુરે માતા રાજ ને પાટ, ગરથ ભંડાર ફૂલ ભરી વાડી,
ૂલ ભર્યા વીંઝણા દુઝણી ઝોટો, પાણી છલાં નાળિયેર
ખેલવાને ઘોડી રે કંઇ.
ાંધોરે ઘોડી આંબલીયાની ડાળે, સરોવરની પાળે;
ઘોડી છંદે છંદે નાચેરે કંઇ.
ાનાશા શ્રીરામ કુંવારા કે, જઇ બાજઠીએ બેઠારે કંઈ,
ૂછેરે એમના માતા કૌશલ્યાજી જે જોઇએ તે માંગોરે કંઇ;
ાંગુરે માતા રાજને પાટ, ગરથ ભંડાર કુલ ભરી વાડી,
ૂલ ભર્યા વીંઝણો દુઝણી ઝોટો પાણી છલાં નારીયેર,
ખેલવાને ઘોડીરે કંઇ.
ાંધોરે ઘોડી આંબલીયાની ડાળે, સરોવરની પાળે;
ઘોડી છંદે છંદે નાચેરે કંઇ.

---

રાગ—ગીતનો.

આજે મોટાના કુંવર પીઠીમાં પેઠા,
વીરા તો કહે છે વાલમ;
ખંભાત વહાણુ છીપાવોરે,
ખંભાતનાં આશાં રૂડા શ્રીફળ મંગાવો રાજ—આજે૦
વીરો તો કહે છે વા'લમ,
સુરત વહાણુ છીપાવોરે;
સુરતનાં આશાં રૂડાં સોનાં મંગાવો રાજ— આજે૦
વીરો તો કહે છે વા'લમ;
મુંબાઈ વહાણુ છીપાવોરે,
મુંબઇના આશાં રૂડાં મોતી મંગાવો રાજ— આજે૦
વીરો તો કહે છે વા'લમ;
ભરૂચ વહાણુ છીપાવોરે,
ભરૂચના આશાં રૂડાં નાડાં મંગાવો રાજ— આજે૦

---

( રાગ—કંકુ છાંટી કંકોતરી મોકલે. )

જીરે પીઠીમાં કેસર કસ્તુરી, જીરે પીઠીમાં સુંદર કપુર,
લાડકડાને પીઠી ચઢે.
જીરે પીઠીમું અત્તર અગરજા, જીરે પીઠીમાં ચંદન ચુર– લા૦
જીરે દશે દિશામાં આખા દેશમાં, જીરે પીઠીની પ્રસરે સુવાસ–લા૦
પીઠી વાળે છે વાન શરીરનું, થાય પીઠીથી રૂપ પ્રકાશ–લા૦
પીઠી મોંઘી મળે મુલતાનમાં, સાત સોનૈયાની સવાશેર–લા૦

ચઢે પીઠી તો ઉમદા અમીરને, જેને લક્ષ્મીની હોય લહેર—લા૦
પીઠી નવારે નગરમાં નીપજે, ત્યાંથી આવી અમારે દેશ—લા૦
પીઠી રામદાસ ભાઇએ મુલવી, લીધી વાવરી નાણું વિશેષ—લા૦
રાય રાણા હૃદે ઇચ્છતા રહે, રૂડો રાજવી પીઠીનો રંગ—લા૦
મીઠી દુનીયામાં દુર્લભ દેવને, પીઠી ઓપે પ્રભુને અંગ—લા૦
પીઠી ચંદ્રકળા જેવી ચળકતી, પીઠી શીતળ ચંદ્ર સમાન—લા૦
પીઠી અમરવેલી જેવી ઔષધિ, પીઠી દે છે આનંદ નિદાન—લા૦
પીઠી સારમાં સાર સંસારમાં, પીઠી મહાસુખનું છે મૂળ—લા૦
પીઠી ભાગ્યશાળી જનને ભજે, જેને ઇશ્વર હોય અનુકુળ—લા૦
મળી ટોળે સુવાસણી સુંદરી, પીઠી ચોળે ને મંગળ ગાય—લા૦
પીઠી ચોળી અંઘોળ કરાવીયું, કહે દલપત સરસ દેખાય—લા૦

---

( રાગ—ગીતનો. )

આપે હળધસ હળધસ હળધરીરે,
આએ આવી અમારે દેશ— જીયાવરને હળદી ચઢેરે.
આએ કીયા ભાઈ હળદીના મૂલ કરે,
આએ કીયા ભાઇ ખરચે છે દ્રવ્ય, જીયાવરને હળદી ચઢેરે.
આએ હળદી પાવલાની પાશેર;
આએ હળદી અડધાની અચ્છેર,
આએ હળદી રૂપીઆની શેર, જીયાવરને હળદી ચઢેરે.
આએ વાટીશ ઘુંટીશ હળદરી;
આએ એના વેરીના હૈડા દળીશ, જીયાવરને હળદી ચઢેરે.

---

( રાગ—ગીતનો. )

ઉંચી મેડી ને નીચા ઝરૂખા મેલાવો,
હલપતનગરીના રાજા૦
આજે શ્રીકૃષ્ણ પ્રભુ શાનારે હુંસી,
આજે શ્રીકૃષ્ણ પ્રભુ દાદાના હુંસી;
દાદા જોઇએ તો ઉગ્રસેનને તેડાવો,
હલપત નગરીના રાજા૦
કંકુના ભરીયા વીરા, પીઠીના ચઢીયા વીરા,
લીંબુના લહેરી વીરા, ઘડી એક થંભો તો;
આપણા મહેલમાં રહેજો.
બે ઘડી થંભો તો આપણા બાગમાં રહેજો,
ઉંચી મેડી ને નીચા ઝરૂખા મેલાવો;
હલપત નગરીના રાજા૦
આજે બળદેવજી વીરા શાનારે હુંસી,
આજે બળદેવજી વીરા વીરાના હુંસી;
વીરા જોઇએ તો શ્રીકૃષ્ણને તેડાવો.
હલપત નગરીના રાજા૦
કંકુના ભરીયા વીરા પીઠીના ચઢીયા વીરા,
લીંબુના લહેરી વીરા ઘડી એક થંભો તો;
આપણા મહેલમાં રહેજો.
બે ઘડી થંભો તો આપણા બાગમાં રહેજો.

( રાગ—ગીતનો. )

તુળસીજીને આવીયરે મોસાળાં,
હીરા મોતી રતન પરવાળાં. તુળસીજી૦

ભાત ભાતના રતન અપાર,
લાવ્યા દેવ કરી બહુ પ્યાર. તુળસીજી૦

લાવ્યા અમર આભૂષણ ભારી,
અંગે પહેરી ઓપ્યાં સુકુમારી. તુળસીજી૦

લાવ્યા દેશ દેશના ભૂપ,
અંબર ભૂષણ અતિશે અનુપ. તુળસીજી૦

લાવ્યા સોનેરી રૂપેરી થાન,
નર નારી જોઇ ગુલતાન. તુળસીજી૦

મોસાળું લાવ્યા સુરરાજ,
અતિ હરખે તુળસીજીને કાજ. તુળસીજી૦

અંગો અંગના અંબર અલંકાર,
લાવ્યા સુરપતિ અતિ ઉદાર. તુળસીજી૦

લાવ્યા અમર એ તો બડભાગ,
લાવ્યા અંગો અંગના સોહાગ. તુળસીજી૦

સજ્યા સર્વે અંગે શણગાર,
પ્રેમાનંદ જાયે બલીહાર. તુળસીજી૦

( રાગ—ગીતનો. )

મોસાળથી મોકલ્યું રે મોસાળું; રૂડું દીસે છે કેવું રૂપાળું,
મોસાળથી મોકલ્યું રે મોસાળું.

મોસાળામાં માણેક મોતી, જેની ઝળહળ ઝગમગ જ્યોતિ,
છાબ લઈ આવ્યાં મામી પનોતી. મોસાળથી.

મેલી છાબમાં મણિઓની માળા, રૂપા સોનાના ઘાટ રૂપાળા,
સારા શોભે છે શાલ દુશાલા. મોસાળથી.

ચરણા ચોળી ને દક્ષિણનાં ચીર, જોવા ઇચ્છે છે ઉમદા અમીર,
વળી વખાણે બાવન વીરરે. મોસાળથી.

છાબમાં છે પાટણનાં પટોળાં, અમદાવાદી ઘણાં ઘરચોળાં,
જોવા મળ્યાં જનનાં ટોળેટોળાં. મોસાળથી.

છાબમાં શોભે સુરતી સાડી, ભપકાદાર ભાત ભજાડી,
જેવી શોભે સોનાનીજ વાડી. મોસાળથી.

છાબ સાથે છે મહાજન મળીયા, છાબ લાવે નાણાંનારે બળીયાં,
મારા મનના મનોરથ ફળીયા. મોસાળથી.

છાબ સાથે છે રાયની સ્વારી, વાજાં વાગે છે મંગળકારી,
ગીત ગાય છે નૌતમ નારી. મોસાળથી.

છાબ લાવ્યા છે જેહને કામે, પુરૂ આયુષ્ય તે બહુ પામે,
દીધી આશિષ દલપતરામે. મોસાળથી.

## ગૃહ શાન્તિ કરતાં ગાવાનાં ગીત.

(રાગ—ત્રીકમરાય પરણે તુલસીરે.)

જીરે દ્વારિકામાં દેવતાઈ વાજાં વાગીયાંરે,
જીરે ગોમતીજીમાં ગડગડીયા નિશાન;
મેં તો કોડે પગરણ માંડીયારે.

જીરે આજ મારા માંડવા હલમલેરે,
જીરે ના આવ્યા લોભંતા તો દાદા— મેં તો.

જીરે આજ મારી ચોપટો તો હલમલેરે,
જીરે ના આવ્યા લોભંતા તો કાકારે. મેં તો.

જીરે આજ મારા રસોડાં તો હલમલેરે,
જીરે ના આવ્યાં ભીડભંજન માતા— મેં તો.

જીરે આજ મારી લેખણું તો હલમલેરે,
જીરે ના આવ્યા લેખાવટીયા વીર— મેં તો.

જીરે આજ મારી મેડીયો તો હલમલેરે,
જીરે ના આવ્યાં લોભન્તાં તો ભાભી— મેં તો.

જીરે આજ મારાં પાણીયારાં હલમલેરે,
જીરે ના આવ્યાં ગંગા જુમના બેનો— મેં તો.

જીરે આજ મારા મામેરા તો હલમલેરે,
જીરે ના આવ્યાં લોભન્તા તો મામા— મેં તો.

( રાગ—ગીતનો. )

વીરા પાળે પાળે તે સાંઢા ચરે,
માના જાયા માંડવડે આવ—હુંરે સંતોષણુ બેનડી.
વીરા હુંએ નથી કાંઇ માગતી,
મારા પગ પ્રમાણે લાવ સાંકળા,
મારી કાંબીએ રતન જડાવ— હુંરે સંતોષણુ૦
વીરા પાળે પાળે તે સાંઢા ચરે,
માના જાયા માંડવડે આવ— હુંરે સંતોષણુ૦
વીરા હુંએ નથી કાંઇ માગતી,
મારા હાથ પ્રમાણે લાવ ચુડીલા,
મારી કાંકણીએ રતન જડાવ— હુંરે૦
વીરા પાળે પાળે તે સાંઢા ચરે,
માનાજાયા માંડવડે આવ— હુંરે૦
વીરા હુંએ નથી કાંઇ માંગતી,
મારી કોટ પ્રમાણે લાવ તુસીયો,
મારી પાંદડીએ રતન જડાવ— હુંરે૦

---

( રાગ—ગીતનો. )

શાંતક વેળાએ ગોરી રીસાઇ બેઠાં;
સાસરો મનાવે તો માનું હો લોલણી—
આછા ઘુંઘટ વહુને વહાલેરા લાગે.
કહોતો વહુવારૂં તમને તોડા ઘડાવું,

કાંબીએ રતન જડાવું હો લોલણી- આછા૦
શાંતક વેળે ગોરી રીસાઇ બેઠાં;
જેઠજી મનાવે તો માનું હો લોલણી- આછા૦
કહો તો વહુવારૂં તમને ચુડલા ઘડાવું;
કાંકણીએ રતન જડાવું હો લોલણી- આછા૦
શાંતક વેળે ગોરી રીસાઇ બેઠાં;
દીયરજી મનાવે તો માનું હોલોલણી- આછા૦
કહો તો ભાભીજી તમને તુસીઓ ઘડાવુ;
પાંદડીએ રતન જડાવું હો લોલણી- આછા૦
શાંતક વેળે ગોરી રીસાઇ બેઠાં;
સાસુ મનાવે તો માનું હો લોલણી- આછા૦
કહો તો વહુવારૂં તમને વીંછુવા ઘડાવું;
ઘુઘરે રતન જડાવું હો લોલણી- આછા૦
શાંતક વેળે ગોરી રીસાઇ બેઠાં;
જેઠાણી મનાવે તો માનું હો લોલણી- આછા૦
કહો તો વહુવારૂં તમને ઘુઘર ઘડાવુ;
લોળીએ રતન જડાવું હોલોલણી- આછા૦
શાંતક વેળે ગોરી રીસાઇ બેઠાં;
પરણ્યો મનાવે તો માનું હો લોલણી- આછા૦
કહો તો ગોરી તમને ચોળી શીવડાવું;
ચુંદડીએ રતન જડાવું હો લોલણી- આછા૦



# બુદ્ધિ રૂપી વહુને શિખામણ.

( આછા ઘુંઘટ વહુને વાહાલેરા લાગે ' એ રાગ )

સાચી સમજણ બુદ્ધિને ખોટીરે લાગે,
સંત મનાવે તો માનું હો લોલણી–સાચી સમજણ૦
શીલ સંતોષ કહે તો કલ્લાં ઘડાવું,
કરૂણાની કાંબીઓ ઘડાવું હો લોલણી– સાચી૦
વિવેક વિચાર કહો તો વિંછુવા ઘડાવું,
હર્ષનાં ઘુઘરા બંધાવું હો લોલણી– સાચી૦
સાધન સંપત્તિ કહો તો ચુડલો ઘડાવું,
ક્ષમાની ચીપો મઢાવું હો લોલણી– સાચી૦
જ્ઞાન વૈરાગ્ય બાજુબંધ સોવરાવું,
શાન્તિનાં રતન જડાવું હો લોલણી– સાચી૦
પ્રેમનાં પુષ્પો ગળામાં નંખાવું,
લક્ષનો દોરડો પ્રોવરાવું હો લોલણી– સાચી૦
ટેકરૂપી કહો તો તુસીયો ઘડાવું,
દયાની દામની બંધાવું હો લોલણી– સાચી૦
સત્સંગ રૂપ કહો તો ધુલર ઘડાવું,
લગનનું લોળીયું પહેવરાવું હો લોલણી– સાચી૦
સીધી સમજણ કહો તો સેંથો પુરાવું,
જોગનો ચાંલો ચોઢાવું હો લોલણી– સાચી૦
ધીરજ રૂપી કહો તો વેલો ગુંથાવું,
ગુરુ ગમ ગોફણો લટકાવું હો લોલણી– સાચી૦

ચોખી ચાલની તમને ચોળી પહેરાવું,
ચેતનની ચુંદડી પહેરાવું હો લોલણી- સાચી૦
સાચી કરણીનો કહો તો કંચુવો શીવડાવું,
ભાવનું ભરત ભરાવું હોલોલણી- સાચી૦
દાસ ગોપાળ કહે સમજણ સાચી,
દક્ષનું લક્ષ બતાવું હો લોલણી- સાચી૦

---

( રાગ—ગીતનો. )

વીરા ચાંદલીયો ઉગ્યો ને હરણી આથમીરે,
વીરા ક્યાંય સુધી જોઇ તમારી વાટ;
શાંતક વેળા વહી જશેરે૦
એની સોનીડાને હાટે ઘોડો અટકી રહ્યોરે,
એની તુસીયો વસાવતાં થઇ વાર;
શાંતક વેળા વહી જશેરે૦
વીરા ચાંદલીયો ઉગ્યોને હરણી આથમીરે,
વીરા ક્યાંય સુધી જોઇ તમારી વાટ;
શાંતક વળા વહી જશેરે૦
એની ડોસીડાને હાટે ઘોડો અટકી રહ્યોરે,
એની છાયલો વસાવતાં થઇ વાર;
શાંતક વેળા વહી જશેરે૦
વીરા ચાંદલીયો ઉગ્યોને હરણી આથમીરે,
વીરા ક્યાંય સુધી જોઇ તમારી વાટ;
શાંતક વેળા વહી જશેરે૦

એની માળીડાને હાટે ઘોડો અટકી રહ્યોરે,
એની ગજરા વસાવતાં લાગી વાર;
શાંતક વેળા વહી જશેરે૦

---

## પરગામ પરણવા જાય ત્યારે વર તરફથી ગાવાનું ગીત.

(રાગ—શહેરનો સુબો ક્યારે આવશેરે.)

સારૂં ઘરડું માણુસ સાથે રાખજોરે,
સર્વે વાતે સલાહ તેની લેજો વરરાજા,
પરગામ જાઓ જ્યારે પરણવારે,
હોય હલકી જગતમાં જેની આબરૂરે,
તેને અહિંથીજ તજી દેજો, વરરાજા— પરગામ૦
વાટે ચૈતરના તડકા તમને લાગશેરે,
સારી છત્રીઓ રાખજો સાથે વરરાજા— પરગામ૦
સાથે સ્વારને પાળા સારા રાખજોરે,
સારાં હથિયાર હોય જેને હાથે વરરાજા— પરગામ૦
જોઇતી સઘળી ચીજો સાથે રાખજોરે,
તમે અણજાણ્યે માર્ગે ના જાશો વરરાજા— પરગામ૦
રસ્તે અસુરી વેળાએ ન ચાલશોરે,
વગડે ન રહેશો રાતવાસો, વરરાજા— પરગામ૦
રસ્તે નદી નાળાં ઘણાં આવશેરે,
સારા ડુંગર દૂરથી દેખાશે વરરાજા— પરગામ૦
ગામો ગામથી લેજો નવા ભોમીયારે,
તમને સીધે;રસ્તે લઇ જાશે વરરાજા— પરગામ૦

તમે રસ્તામાં હુંશીયારી રાખજોરે,
અજાણ્યાનો ન કરશો વિશ્વાસ વરરાજા- પરગામ૦
માળી ઢોલી તંબોળી આવે આશથીરે,
તમે કોઇને ના કરશો નિરાશ વરરાજા- પરગામ૦
ભાખ્યાં ખાવા કે ભોજન કરવા જ્યાં રહોરે,
ત્યાં તો ભુખ્યાંની લેજો સંભાળ વરરાજા- પરગામ૦
જ્યાં જ્યાં જાઓ ત્યાં કરજો કાંઈ નામનારે,
કરજો વિશ્વમાં કીર્તિ વિશાળ વરરાજા- પરગામ૦
મુખે મીઠાને મનમાં કપટ ધરેરે,
એવા સાથે ના પાડશો કામ વરરાજા- પરગામ૦
સાચી જાણીને સ્નેહે સર્વે માનજોરે,
દે છે શિખામણ દલપતરામ, વરરાજા- પરગામ૦

---

(રાગ—ગીતનો.)

કાળીરે કોયલ તને શાનાં દુઃખ તું માઝમ રાતે બોલતીરે.
સામી પાળે માંડવા ચોકાવો તો મને મારી ભાભી સાંભર્યોરે.
કાળીરે કોયલ તારે શાનાં દુઃખ તું માઝમ રાતે બોલતીરે.
સામે પાળે માંડવા ચોકાવો તો જેઠાણી મને સાંભર્યોરે.
કાળીરે કોયલ તારે શાનાં દુઃખ તું માઝમ રાતે બોલતીરે.
સામે પાળે માંડવા ચોકાવો તો દેરાણી મને સાંભર્યોરે.
કાળીરે કોયલ તને શાનાં દુઃખ તું માઝમ રાતે બોલતીરે.
સામી માંડવા ચોકાવે તો મને મારી નણદી સાંભર્યોરે.

## વર ઉઘલતી વખતે તથા વરઘોડામાં ગાવાનાં ગીતો.

( "મોહનજીએ મોકલ્યું રે મોસાળું" એ રાગ. )

માલણ ગુંથી લાવ ગુણીયલ ગજરો;
તારા ગજરાનો આપીશું મજરો— માલણ૦
તારા ગજરાનું આપીશું મૂલ, માંહી ગુંથશે ગુલાબના ફૂલ
જે તું કહીશ તે કરશું કબુલ— માલણ૦
જેવી હોય તારી ચતુરાઈ, તેવી કરજે તેની સરસાઈ;
કાંઇ બાકી ન રાખીશ બાઈ— માલણ૦
એવી કરજે કારીગરી એમાં, જુક્તિ હોય જોવા જેવી એમાં,
મોહ પામે મુનિવર તેમાં— માલણ૦
વર લાડકડાનેરે કાજે, એવો ગુંથજે ગજરો આજે,
જેવો છત્રપતિનેરે છાજે— માલણ૦
ગજરો મૂલ પામે મુલતાન, સારો સારો કહે સુલતાન,
થાયે ગુણીયલ જોઈ ગુલતાન— માલણ૦
એમાં જુક્તિ જોવા જોગ જાણી જુએ અંગમાં ઉમંગ આણી;
રીજે રાજા અને વળી રાણી— માલણ૦
તને આપીશ હીરાનો હાર, વળી સોળ સારા શણગાર;
ઉપર હેમની મહોર હજાર— માલણ૦
કવિતાની કિંમત ઉર આણે, એજ ગજરાનું મૂલ પ્રમાણે;
દાખે દલપત બીજું શું જાણે— માલણ૦

---

( રાગ—ગીતનો. )

આથમણી હવેલીઓમાં, ઉધલ્યા વરરાજા;
માળીડાનો બેટો તમને સંદેશા મોકલે;
ખુંપ જોઇએ તો રાયવર, અમારા લેજો;
રાયવર વહેલા પધારજો.

આથમણી હવેલીઓમાં ઉધલ્યા વરરાજા;
દોશીડાનો બેટો તમને, સંદેશા મોકલે;
શિરબંધ જોઇએ તો રાયવર, અમારા લેજો; રાયવર૦

આથમણી હવેલીઓમાં ઉધલ્યા વરરાજા;
સોનીડાની બેટો તમને, સંદેશા મોકલે;
પાંચી જોઇએ તા રાયવર અમારી લેજો; રાયવર૦

આથમણી હવેલીઓમાં ઉધલ્યાં વરરાજા;
ગાંધીડાનો બેટો તમને સંદેશા મોકલે;
શ્રીફળ જોઇએ તો રાયવર, અમારાં લેજો; રાયવર૦

આથમણી હવેલીયોમાં ઉધલ્યા વરરાજા;
તંબોળીનો બેટો તમને સંદેશા મોકલે;
બીડલાં જોઇએ તો રાયવર, અમારાં લેજો; રાયવર૦

આથમણી હવેલીઓમાં ઉધલ્યાં વરરાજા;
સુથારીનો બેટો તમને સંદેશા મોકલે;
બાજઠ જોઇએ તો રાયવર અમારા લેજો; રાયવર૦

આથમણી હવેલીઓમાં ઉધલ્યા વરરાજા;
લુહારીનો બેટો તમને સંદેશા મોકલે;
દીવડા જોઇએ તો રાયવર, અમારા લેજો; રાયવર૦

## ઉઘલતાં તથા વરઘોડામાં ગાવાનાં ગીત.

(રાગ—ઝીણા સુતરના પટકા વણાવો પટકા વણાવો ઝાઝા હીરે ભરાવો.)

જગમગયાનો જામો શીવડાવો (૨) દોરંગી કોર દીપાવોરે;
એરે જામો જીયા વરને પહેરાવો (૨) શિર શિરબંધ બંધાવોરે.
પાનને શ્રીફળ પોસ ભરાવો (૨) મોતીની લહેરે વધાવોરે;
જરીયાના ખભે પટકા નંખાવો (૨) મોતી તોરા લટકાવોરે.
ઘોડીને કાજે ઘુઘરા ઘડાવો (૨) મ્હોરડે ફરતાં મુકાવોરે;
કુંદન કેરો મ્હોરડો કરાવો (૨) માણેક મોતી મઢાવોરે.
લાખ ટકાના ઝાંઝર લાવો (૨) ઘોડીને પાયે પહેરાવોરે;
પાદશાહીનું પલાણ મંગાવો (૨) ઘોડી ઉપર ચઢાવોરે.
એ ઘોડી ઉપર જીયાવર ચઢશે (૨) હાથે લગામ પકડશેરે;
નગરી તણાં જન જોવા ઉપડશે (૨) દુશ્મન પુંઠે બબડશેરે.
રૂપ જોઈ મન દાદાનું મ્હોશે (૨) લળી લળી મુખ સામું જોશે;
સ્નેહી સગાં પણ સર્વ સંતોષે (૨) નીરખીને હરખિત હોશેરે.
ઘોડી ઉપર વરરાય બિરાજે (૨) શોભિત સજ્જન સમાજેરે;
છત્ર તણી છબી શિર પર છાજે (૨) વાજીંત્ર વિધવિધ વાગેરે.
કુંવર પધારો પરણવા કાજેરે (૨) લઈ જગદીશનું નામેરે;
દીલ થકી આશિષ દેશે તે ઠામ, દ્વિજવર દલપતરામરે.

---

## વર ઉઘલતી વખતે તથા વરઘોડામાં ગાવાનું.

( શુકન જોઇને સાંચરજો—એ રાગ. )

શુકન થાય છે બહુ સારારે, અહર્નિશ આનંદના કરનારારે,
સામી કન્યા મળી છે કુંવારીરે, માથે કુંભ ભર્યો છે વારિરે.

સામો મળીયો છે વનમાળીરે, આનંદ પામ્યો રાધાવરને ભાળીરે
કોટે આરોપ્યા લઈ હારરે, ગજરા બાંધ્યા તે કરી પ્યારરે.
તોરા ખોસ્યા છે પાઘની માંયરે, જોઈ જોઇ તે જન રાજી થાયરે,
શુકને મળી નાયકા સામીરે; રાયવરને જોઇ આનંદ પામીરે.
ખર બોલે વામ ભાગોળેરે, સાજન હરખ્યું અનુરાગેરે,
શુકને બોલે તીતર મોરરે, નોળીયો પંખી ચાસ ચકોરરે.
સારા સારા શુકન થાય વારંવારરે, રાયવર ચાંપે થઈ તૈયારરે.
સાજન જાન સજીને નિસરીયારે, પ્રેમાનંદ નીરખી લોચન ઠરીયાંરે.

---

રાગ—ગીતનો.

જીરે સરસ્વતિ સ્વામીને વિનવું જીરે,
પ્રભુજીને લાગું પાય, વહેલેરો લાવ મોગરો.
જીરે વાડી વાડીએ રોપાવું રૂડો મોગરો,
જીરે ચોકમાં રોપાવું જાવેલ— વહેલેરો૦
જીરે દુધડે સીંચાવું રૂડો મોગરો.
જીરે પાણીએ સીંચાવું જાવેલ— વહેલેરો૦
જીરે ટોપલીયે વીણાવું રૂડો મોગરો,
જીરે ધાબડીએ વીણાવું જાવેલ— વહેલેરો૦
જીરે રાજાજીની પાઘડીમાં મોગરો,
જીરે રાણીજીની કોટે જાવેલ— વહેલેરો૦
જીરે રાજાજીએ વખાણ્યો રૂડો મોઘરો,
જીરે રાણીજીએ વખાણી જાવેલ— વહેલેરો૦

જીરે ઇશ્વિરની પાઘડીમાં મોગરો,
જીરે રાધાજીની કોટે જાવેલ- વહેલેરો૦
જીરે જોષીડાની હાટે ઘોડો અડી રહ્યો,
અડી રહ્યા મહુરતોને કાજ- વહેલોરો૦
જીરે જોષીડાની બેટી રૂપે આગળી,
માળવીઓ ભમર ઝેલા ખાય- વહેલેરો૦
( આમ ગમે તે નામ મુકી ગવાય. )

---

( રાગ—ગીતનો. )

લાડણી લખી રે કાગળ મોકલે,
વર શુદ્ધ કુળના વહેલેરો આવ-
ચંપાવરણી રાજા રજ ઉડે.
હું કેમ આવું લાડી એકલો,
દાદાજી જોષીડાને હાટ- ચંપાવરણી૦
તમ કાજે વરતાવે મહુરતો,
અમે લગનોના હુંસી- ચંપાવરણી૦
લાડણી લખીરે કાગળ મોકલે,
વર મોંઘેરા વહેલેરો આવ- ચંપાવરણી૦
હું કેમ આવું લાડલી એકલો,
કાકો દોશીડાને હાટ- ચંપાવરણી૦
તમ કાજે વસાવે કલગીઓ,
અમે દુશાલાના હુંસી- ચંપાવરણી૦

લાડણી લખી કાગળ મોકલે,
મોટાંના વર વહેલેરો આવ- ચંપાવરણી૦
જીરે હું કેમ આવું લાડી એકલો,
મારો મામો સોનીડાને હાટ- ચંપાવરણી૦
તમ કાજે વસાવે તુસીયો,
અમે ગુજરીયોના હુંસી- ચંપાવરણી૦
લાડણી લખી કાગળ મોકલે,
વર વરણાગીયા વહેલેરો આવ- ચંપાવરણી૦
જીરે હું કેમ આવું લાડી એકલો,
મારો વીરો માળીડાને હાટ- ચંપાવરણી૦
તમ કાજે વસાવે ચોસરો,
અમે ખુંપલીયાનાં હુંસી- ચંપાવરણી૦

( રાગ—ગીતનો. )

શુકન જોઇને સંચરજોરે, સામો મળીયો છે માળીડારે
ખુંપ આપીને પાછો વળીયોરે,
શુકન જોઇને સંચરજોરે, સામો મળીયો છે સોનીડારે
શીરબંધ આપી પાછો વળીયોરે,
શુકન જોઇને સંચરજોરે, સામો મળીયો છે ગાંધીડારે,
શ્રીફળ આપી પાછો વળીયોરે,
શુકન જોઇને સંચરજોરે, સામો મળીયો છે દોશીડારે,
પોશાક આપી પાછો વળીયોરે.

( વગેરે શુકનનાં નામ મુકી ગવાય. )

( રાગ—ગીતનો. )

ʼરાતની માલણુ આવીરે, સવા લાખની વાડી રોપાવીરે.
ો રોપો માલણુ અમે લઈશુંરે, વરરાજાના ખુંપ ભરીશુંરે;
મના ખુંપમાં ઝાઝા હીરારે, જોવા મળીયા વરરાજાના વીરારે.
મના વીરાને સૌ કોઇ જાણેરે, રાજા રામચંદ્રજીને વખાણેરે;
ત દશરથે આપ્યો ઘોડારે, સુંદર નારીનો વાંકો અંબોડારે.
ʼરાતની માલણુ આવીરે, સવા લાખની વાડી રોપાવીરે;
ો રોપો માલણુ અમે લઇશુંરે, વરરાજાના ખુંપ ભરીશુંરે.
મના ખુંપમાં ઝાઝા આંકારે, જોવા મળીયા વરરાજાના કાકારે;
મના કાકાને સૌ કોઇ જાણેરે, રાજારામચંદ્રજીને વખાણેરે.
ત દશરથે આપ્યો ઘોડારે, સુંદર નારીનો વાંકો અંબોડારે;
ʼરાતની માલણુ આવીરે, સવા લાખની વાડી રોપાવીરે.
ો રોપો માલણુ અમે લઇશું રે, વરરાજાના ખુંપ ભરીશુંરે;
મના ખુંપમાં ઝાઝા ઓમાંરે, જોવા મળીયા વરરાજાના મામારે.
મના મામાને સૌ કોઇ જાણેરે, રાજારામચંદ્રજીને વખાણેરે;
ત દશરથે આપ્યો ઘોડારે સુંદર નારીનો વાંકો અંબોડારે.

---

( રાગ—ઝરમરીઆ ઝાલા. )

પાંચ ભાઇઓની પાંચે ઘોડીઓ. ઝરઝરીયા ઝાલા૦
પહેલીને ઘોડીએ મારા બળદેવજી ,,
બીજીને ઘોડીએ મારા શ્રીકૃષ્ણજી— ,,
ત્રીજીને ઘોડીએ મારા ઉદ્ધવજી ,,

ચોથાને ઘોડીએ મારા શ્રીરામજી ઝરમરીઆ ઝાલા૦
પાંચમી તે ઘોડીએ મારા ઈશ્વરજી ,,
ઘેર્યુંરે વેવાઇ તારૂં ગામરે ,,
ઘેર્યો વેવાઇ કેરો માંડવો ,,
પરણીને લાવ્યા નારી પદમણી ,,
( વગેરે ગમે તે નામ મુકી ગવાય )

---

( રાગ—ગીતનો. )

ગુલાબવાડી ચોટા વચ્ચે રોપીરે, ગુલાબવાડી ભલીરે શણુગારીરે.
ઘોડા જોઈએ તો મારા મોતીભાઇના લેજોરે,
ઘોડી જોઇએ તો મારા ભાઈલાલભાઇના લેજોરે;
હાથી જોઇએ તો મારા નરસિંહભાઇના લેજોરે,
માફા જોઇએ તો મારા છોટાભાઇના લેજોરે,
ગુલાબ વાડી જોવા મળ્યા લોકરે. ગુલાબવાડી૦
( વગેરે ગમે તે નામ મુકીને ગવાય. )

---

## ઉઘલતાં તથા વરઘોડામાં ગાવાનું.

( રાગ-ઝરમરીયા ઝાલા. )

સાતે ભાઇઓની સાતે ઘોડીઓ- રસભરીયા રાજા૦
દિગ્વિજય કરવાને જોડીયો; ,,
માયામત મહીમાંથી ઉથાપવા. ,,
બ્રહ્મવાદો જગમાં સ્થાપવા; ,,

પહેલી તે ઘોડીએ મારા શ્રીગિરિધરજી. રસભરીયા રાજા૦
બીજી તે ઘોડીએ મારા શ્રીગોવિંદજી; ,,
ત્રીજી તે ઘોડીએ શ્રીબાળકૃષ્ણજી. ,,
ચોથી તે ઘોડીએ શ્રીગોકુલપતિ; ,,
પાંચમી તે ઘોડીએ મારા શ્રીરઘુપતિ. ,,
છઠ્ઠી તે ઘોડીએ મારા શ્રીયદુપતિ; ,,
સાતમી તે ઘોડીએ શ્રીઘનશ્યામજી. ,,
સાતે ભાઈ એ રસના ધામજી; ,,
માયામત મહીમાંથી ઉથાપીયો ,,
બ્રહ્મવાદ સઘળે સ્થાપીયો. ,,
દશે દીશાએ વિજય કીધારે. ,,
શ્રીવલ્લભે કિંકર શરણે લીધારે. ,,

---

( રાગ—મારા ખેતરને શેઢેરે ઠમરો કોડે ગંભીરે. )

સાંભળ વિનતી અમારી રે. અલિ વાયુની લહેરી.
પરણે છે પ્રભુ બ્રહ્મચારીરે; ,,
શીતળ મંદ થઇને વહેજેરે. ,,
પ્રભુના ચરણોમાં રહેજેરે; ,,
ઉનાળાના અતિ તાપોરે. ,,
સુગંધિ લઇને સઘળે વ્યાપોરે; ,,
દાવ સેવાનો આજે આવ્યોરે. ,,
ભુલતી રખે આવો લ્હાવોરે; ,,

પ્રસન્ન પ્રભુજી તો થાશેરે. ,,
દુઃખડાં ભવોભવનાં જાશેરે; ,,
કિંકરીઓ કહે બીજું કાચું રે. ,,
હરિનું સગપણ સાચું રે; ,,
આવ્યો ચુકીશ નહિ દાવરે. ,,
લખેણો લઇ લે તું લ્હાવરે; ,,

---

( રાગ—દીલ ગોઠે તો પરણો મોટાંનાં કુંવરી. )

ઉનાળાના દહાડા ઓ વાની લહેરી;
તાપ કરે બહુ ચાળા, ઓ વાની લહેરી.
કોમળ બહુ આ વરજી, ઓ વાની લહેરી;
સાચવ એમની મરજી ,,
તાપ નહિ સહેવાયે ,,
પ્રભુને કંઇ કંઇ થાયે ,,
શીતળ બનતું બેની ,,
મંદ બનીને વહેની ,,
સુગંધ લઈને માથે ,,
ચાલ પ્રભુની સાથે ,,
શ્રી જમનાજીને તીરે ,,
વહેજે ધીરે ધીરે ,,
શીતળ મંદ સુવાસી ,,
આવો થઇને દાસી ,,

ફુલો જો બહુ ખીલ્યાં                    ઓ વાની લહેરી;
વેલીવૃક્ષ ઝીલ્યાં ,,
સૌને સ્પર્શ કરીને, ઓ વાની૰ કરતું સ્પર્શ ફરીને ,,
આનંદ બહુ ઉભરાશે, ઓ વાની૰ કોડો પુરા થાશે ,,
કિંકરીયો કહે સાચું, ઓ વાની૰ પ્રભુ વિના સૌ કાચું ,,

---

## વર ઉઘલતાં ગાવાનું.

( રાગ—ઝરમરીઆ ઝાલા. )

સોના સમો છે દિવસ આજરે,          શુકન થાય સારા
સિધાવો કોડીલા વરરાજરે, ,,
સામે કન્યા કુમારી આવીરે, ,,
વરરાજાને બહુ એ ફાવીરે, ,,
માથે જળ ભરીયો કુંભ રૂડોરે, ,,
વહુજીનો રહેશે અમર ચુડોરે, ,,
સામે માલણ મલકાતી આવીરે, ,,
પ્રભુને માટે ફુલડાં લાવીરે, ,,
વધાવ્યા પ્રથમ વ્રજના રાજારે, ,,
પછી ફૂલ આપ્યાં વરરાજારે, ,,
સામે પધારે વૈષ્ણવ દેવરે, ,,
થયા શુભ શુકન તતખેવરે, ,,
ભાલે તિલક શોભે સારૂંરે, ,,
લાગ્યું વરરાજાને એ પ્યારૂંરે, ,,

સામે તે આવ્યા રૂડા જોષીરે, ,,
ટીપણું પાઘમાંહે ખોશીરે, ,,
સામે આવે છે બ્રહ્મચારીરે, ,,
પોથી છે પાસે બહુ પ્યારીરે, ,,
કિંકરીઓ આપે છે આશિષરે, ,,
ધરજો હરિ ચરણે બેઉ શીશરે, ,,

---

## ઉઘલતાં તથા વરઘોડામાં ગાવાનાં ગીતો.

(રાગ—મોરારાજ.)

આજે સોનેરી સવારે સીતાજી રમવા નીસર્યા, મોરારાજ.
સંઘાતે સાહેલી શોભતી —મોરારાજ.
ગાય છે મીઠડાં ગીત હસે મીઠું મીઠું સૌ—મોરારાજ
જેમ તારલીઓમાં ચંદ્રિકા —મોરારાજ.
તેમ શોભે સીતા શાણું સાહેલીના સાથમાં—મોરારાજ.
આવ્યાં તે રમતેલાં વાડીએ —મોરારાજ.
વાડી ફુલી ફાલી મોગરે કેસુડાં રૂડાં ખીલીયાં—મોરારાજ.
મઘમઘ મહેકે છે કેવડો —મોરારાજ.
ટહુકે કોયલ આંબા ડાળે પોપટ બોલે રામજી—મોરારાજ.
ઓ બેની આ બોલે સુક સુણો મારી સાહેલી—મોરારાજ.
કોનાં એ નામ રઢિયાળાં રૂપાળાં લાગે મને—મોરારાજ.
અયોધ્યા તે નગરીના રાય દશરથ ઘર રૂડલાં—મોરારાજ.
ઉતર્યા અયોધ્યામાં ઇશ એ દશરથને આંગણે—મોરારાજ.

કૌશલ્યા માતા સતી એમની કુખે એ અવતર્યા—મોરારાજ.
શુકદેવ ભજે એમનાં નામ ભજે બધા દેવતા—મોરારાજ.
એમના નાહ્યાનો મળ ઉતર્યો —મોરારાજ.
એ મળનો બન્યો સૂર્ય તપે છે આકાશમાં—મોરારાજ.
અંજાય આખાંય આભ મળનાં તેજ એટલા—મોરારાજ.
એ રામ તેજોનાં તત્ત્વ આવ્યા જગ અજવાળવા—મોરારાજ.
ઓ બેની મન મારા મોહ્યાં એ રામના નામને—મોરારાજ.
કિંકર કરગરી કહે છે સીતા વરો રામને—મોરારાજ.

---

રાગ- મોરારાજ.

આજે ઋષિની રજાથી જોવા આવ્યા બાગને–રૂડારામ,
આવી જોડી રૂડી બાગે વધાવ્યા બાગે ફુલડે–રૂડારામ;
સીતાએ નીરખીઆ રામ મનડાં અતિ મોહી પડયાં–રૂડારામ,
શરમાયાં સીતા અપાર મને મન મોહી પડયાં–રૂડારામ;
ઓ બેની જો પેલાં રૂપ રંગીલાં આવ્યાં બાગમાં–રૂડારામ,
શું કોઇ દેવની જોડી આવી આપણા બાગમાં–રૂડારામ.
સાહેલી રૂમોશાં આ જો કોણે ઘડયાં કોડથી–રૂડારામ,
ઓ બેની રૂપ એ રૂડાં લીધાં હરિએ કોડથી–રૂડારામ.
ઓ બેની દશરથનાં ભાગ્ય આવ્યાં આપણે આંગણે–રૂડારામ,
દેવી કૌશલ્યની કુખો દીપે આપણે આંગણે–રૂડારામ.
અયોધ્યા તે નગરીનાં નૂર ઝળકે આપણા બાગમાં–રૂડારામ,
દેવોના દુઃખે એ આવ્યા દુનીઆને ઉગારવા–રૂડારામ.

શક્તિ છે એમની અપાર દાનવોને મારવા—રૂડારામ,
આ બેની હરખે અહીં આવ્યા ભક્તો રૂડા પાળવા—રૂડારામ.
પરણું પરણું મને થાય સખિ તને શું કહું—રૂડારામ,
રાખ્યાં નથી રહેતા ઉર સૈયર મારી શું કરૂં—રૂડારામ.
ઓ પ્રભુ અરજી આ દીલની ઉતારજો ઉરમાં—રૂડારામ,
દાસીની દયાઓ ધરજો જશો નહિ દૂરમાં—રૂડારામ.
કુલદેવી કરગરૂં તમને આ વર મને આપજો—રૂડારામ,
વરણાગીઆ ને રૂપાળા શરણ એમનું આપજો—રૂડારામ.
કોડે ધનુષ લીધાં ખાંધે દીપે રૂડાં જો સખિ—રૂડારામ,
કોમળ રૂપાળી કાયા નમી પડે એ થકી—રૂડારામ.
કિંકર કરગરી કહે છે સીતા વરજો રામને—રૂડારામ,
રામના ઉરનો આધાર સતી વરજો રામને—રૂડારામ.

---

રાગ—મોરારાજ.

વીરાને વિનવી કહે છે, લક્ષ્મણ લળી હરખથી—રૂડારામ,
જુઓ કો યોગિની આવે કે આવે દેવી કોઈ અહીં—રૂડારામ.
કણકે કણકે ઘડી એહ ઘડનારાને ધન્ય છે—રૂડારામ;
રૂપ તમારા સમાન વીરા જોડું રમ્ય છે—રૂડારમ.
શ્રીરામ કહે વહાલા વીરા એવું નવ બોલીએ—રૂડારામ;
પરકન્યા દેખીને મોહ કદી નવ લાવીએ—રૂડારામ.
ચાલોને પૂછીએ નામ એ કુમળી કુમારીનાં—રૂડારામ;
શાં નામ ક્યાં એમનાં ઠામ રૂડાં એ રૂપાળીના—રૂડારામ.

શ્રીરામ કહે સુણ વીરા એવું નવ બોલીએ–રૂડારામ;
પરકન્યા દેખીને મોહ કદી નવ લાવીએ–રૂડારામ.
એ તો છે ઉંડેરા દોષો દૃષ્ટિ નવ રાખીએ–રૂડારામ;
વીરા એવાં રૂપો જોઈ હરિને સંભારીએ રૂડારામ.

આ રૂપ જોઇ વખાણી હરિને સંભારીએ રૂડારામ;
ઇશ્વરની શક્તિ અગાધ કળાને વખાણીએ રૂડારામ.
લક્ષ્મણજી કહે વીર મનમાં કંઈ કંઇ થાય છે રૂડારામ;
એ કન્યા પરણશે તમને એવું મને થાય છે રૂડારામ.
શ્રીરામ બોલ્યા હસી તરત એવું નવ ભાખીએ રૂડારામ;
કિંકર ભવિષ્યના પડદા હૃદય વિષે રાખીએ રૂડારામ.

---

## સીતા સ્વયંવર.

( લાડકડી ચડીરે કમાડ સુંદરવરને નિરખવારે—એ રાગ. )

સીતાજી ચઢયાંરે ઝરૂખે શ્રીરામચંદ્ર નીરખવારે,
શ્રી રામ મંડપમાં આવ્યા સ્વયંવરને નીરખવારે.

પ્રભુજી ત્યાં મંડપમાં પેઠા અંધારાં ઉડી ગયાંરે,
ઉગે સુરજ તારા છુપે તેમ સર્વે છુપાઇ ગયાંરે.

રૂપાળાં રઢિયાળાં રૂપો નીરખીને સીતા હરખતાંરે,
એ સ્વામી મારા રૂપાળા એવું મનમાં ભાખતાંરે.

કોઇએ ન પકડયાં મનુષ બધાય હારી ગયારે,
કોઈથી ના તૂટયાં મનુષ બધા વિમાસી રહ્યારે.

ગભરાય જનકજી ખૂબ હવે વલે શી થશેરે,
શિવજીનું પ્રચંડ ધનુષ કોઇથી તૂટશું કેમ જશેરે.
સીતાજી સ્તુતિ અપાર કરે પ્રભુને વિનવીરે,
ઓ નાથ સુજને ના ભુલશો કહે એમ કરગરીરે.
રમતેલા ઉઠયા શ્રીરામ ઋષિને નમી પડયારે,
આજ્ઞા આપો ઋષિરાય ધનુષ મારે તોડવાંરે.
દીધી આશિષ ઋષિરાયે ધનુષ તુંથી તુટજોરે,
ચગદાયો રાવણરાય દુઃખમાંથી એ છુટજોરે.
આશિષે ઉઠયા શ્રીરામ, સભાને નમી પડયારે,
દીધી સભાએ આશિષ સૌ હરખે હસી પડયારે.
આવ્યા ધનુષની પાસે ઉભા ત્યાં ઉમંગથીરે,
રાવણ ચગદાયો નીચે પડયો ભુંડા ઢંગથીરે.
અંગુઠડે ઉચકયાં ધનુષ લીધાં પોતે હાથમાંરે,
ફુલડીના જેવું ધનુષ્ય લાગ્યું હરિને હાથમાંરે,
પણછ ચઢાવા નમાવ્યાં કોદંડ ભાગ્યાં કડકડીરે.
સીતાએ સાંભળ્યો કડકો હસી પડયાં ખડખડીરે,
ઉતર્યા ઝરૂખેથી હેઠે વરમાળ લીધી હાથમાંરે.
પહેરાવી વરમાળ હરખે ઉભાં હરિની સાથમાંરે,
બોલે સૌ જય જયકાર અતિશય ઉમંગમાંરે.
દેવોએ વેર્યા છે ફૂલ નાચે રસ રંગમાંરે,
કિંકર હરખ્યા ત્યાં ખૂબ થયો જય રામનોરે,
છે સદા જય જયકાર પાવન રામનામનોરે.

( રાગ–ગીતનો. )

આજે દિવસ મારે ઉજળો રે, મારા રામચંદ્ર પરણવા જાય–આજે.
સૈયર મીઠાં વધામણાં રે, રૂડા શ્રીરામ પરણે સીતાય,
લીધાં ધનુષ્ય રામે હાથમાંરે, નીચે દબાયો રાવણ રાય–આજે.
સતીએ કુલડે વધાવીઆ રે, રૂડી વરમાળ પહેરાવી કોટ;
દીપ્યું ત્યાં જોડું અતિ ઘણું રે, જોવા દેવોએ મુકી છે દોટ–આજે.
સઘળેથી આશિષો ઉછળે રે, જોડું તપજો અમર સદાય;
ત્યાં સુધી તપજો આ જોડલું રે, આભો અજવાળે સુરજ રાય–આજે.
દેવોએ કુલડે વધાવીઆ રે, રહી અંતરીક્ષ આકાશમાંય;
અપ્સરાઓ ગીત ગાય છેરે, એ તો આકાશમાં સંભળાય–આજે.
ગાંધર્વ નાચ નાચી રહ્યારે, આપે કુબેર ભંડારી દાન;
આશિષો માગણો આપતારે, રાખ્યાં રામે માગણોનાં માન–આજે.
બ્રહ્માજી વેદ ભણી રહ્યા રે, કરે શિવજી તાંડવ નૃત્ય;
ભક્તિઓ નવેય આવીઓરે, સ્તુતિ કરે છે વેદોની શ્રુત્ય–આજે.
જનકપુરીમાં આનંદ ઉલટયોરે, જાણે ભરતી તે સાગરમાંય–આજે.
ચાંદો દેખીને દરીઓ ઉછળેરે, તેમ સઘળે આનંદ ઉભરાય–આજે.
બેની આ લે ફૂલ રૂડલાંરે, હરખે વધાવીએ સીતાને રામ;
કિંકરના કોડ પુરા થયારે, આજે પરણીયાં સીતાને રામ–આજે.

---

## વર ઉઘલતાં ગાવાનાં ગીત.

( રાગ—મેધાડંમર ગાજે. )

આપણે વૃંદાવન ઢુંકડાં, ત્યાંથી વ્રજરજ લાવો,
એ રજો શિરપર ધારીને, રાયવર ઉઘલાવો.

રજો તે વ્રજની મોઘેરી, દેવો ઇચ્છે છે લેવા,
મુખમાં મુકાવોને બેનડી, એ છે અમૃત મેવા—આપણે.
આપણે તે જમનાજી ઢુંકડાં, જમના જળ મંગાવો,
એ જળ પાન કરાવીને રાયવર ઉઘલાવો;
એ જળમાં પ્રભુજી રમ્યા, ચરણામૃત એ હરિનાં,
શ્યામ સ્વરૂપ શ્રીજમનાજી, પટરાણી હરિનાં—આપણે.
આપણે વૃંદાવન ઢુંકડા, ત્યાંથી હરિરસ લાવો,
એ રસ ઉરોમાં ધારીને, વરરાય ઉઘલાવો;
એ હરિ રસ મહા મોઘેરા, ભાગ્યવાનને મળશે,
એ રસમાં સદા મહાલશે, ભવસાગર તરશે—આપણે.
આપણે વૃંદાવન ઢુંકડાં, ત્યાંથી પ્રભુને તેડાવો,
સેવાઓ કરીને એમની, પછી વર ઉઘલાવો;
સેવા હરિની છે મીઠડી અમૃત ઘુંટડા જેવી,
*કિંકર વરરાયજી થશે, અમર પ્રભુજીને સેવી—આપણે.

---

( રાગ—સુરત શહેરના સોની તેડાવોરે. )

વ્રજભૂમિથી હરિને તેડાવોરે,
બેની રીસાયાં એમને મનાવોરે. ૧

કહે છે શ્રી હરિ આવે તો પરણું રે,
એમને કૃષ્ણ કનૈયાનુ શરણુંરે. ૨

---

*પ્રભુનો દાસ.

એની કહો પ્રભુને શું શું જોઇએરે ?
કરી તૈયારી દુઃખ બધું ખોઈએરે. ૩
એની આ સુણી હરખે ફુલાયાંરે,
બોલ્યાં ઉમળકે મન ઉભરાયાંરે. ૪
મારા પ્રભુજી તો છે બહુ મોંઘારે,
ફક્ત ભક્તોની પ્રીતિએ સોંઘારે. ૫
એ તો આવશે શ્રીરાધા સંગેરે,
એમને વધાવી લેજો ઉમંગેરે. ૬
એ તો પ્રેમનાં ભોજન જમશેરે,
પછી પુષ્પ નિકુંજોમાં રમશેરે. ૭
એ તો પોઢશે ભક્તોના ઉરમાંરે,
કરી તૈયારીઓ સહુ શૂરમાંરે. ૮
ધરી ધ્યાન પ્રીતમજીને તેડયારે,
આવી પ્રભુએ વિરહ દુઃખ ફેડયાંરે. ૯
કિંકરોનો દયાળુ એ સ્વામીરે,
એની નીરખીને બહુ સુખ પામીરે. ૧૦

---

### વર ઉઘલતાં ગાવાનાં.

( રાગ—રેજા ખંડનારે. )

જુઓ જાનૈયાઓ જાય કે રાજારામનારે,
આનંદ સૌનેય થાય કે રાજારામનારે.
આગળ ગણેશ ડુંગાળો કે રાજારામનારે,

હસે છે મોટી ફાંદાળો કે રાજારામનારે.
સૂંઢ એ ફેરવે ખૂબ કે રાજારામનારે,
હસે સૌ થઇ મગરૂબ કે રાજારામનારે.
બ્રહ્મા ભણે પાછળ વેદ કે રાજારામનારે,
સમજાય ના તેના ભેદ કે રાજારામનારે.
બકરાનું મુખ કરે બેં બેં કે રાજારામનારે.
કંટાળો સૌનેય દે છે કે રાજારામનારે,
શિવજી બેઠા છે આખલીએ કે રાજારામનારે.
આનંદે રમતા કાખલીએ કે રાજારામનારે,
પારવતી બેઠાં છે પ્રીતે કે રાજારામનારે.
ગાય છે રૂડેરાં ગીતે કે રાજારામનારે,
કુબેર આપે છે દાન કે રાજારામનારે.
માગણોનું ત્યાં છે ધ્યાન કે રાજારામનારે,
આવ્યો છે ઈંદ્ર ઉમંગે કે રાજારામનારે.
લાવ્યો છે ઈંદ્રાણી સંગે કે રાજારામનારે,
દેવો બોલે પ્રભુનાં નામ કે રાજારામનારે.
એ તો છે મંગળ નામ કે રાજારામનારે,
પાછળ અયોધ્યાના લોક કે રાજારામનારે.
ભીડ છે બહુ બહુ થોકે થોક કે રાજારામનારે,
દશરથ રાય ફુલી ફાલે કે રાજારામનારે.
બેસીને રથમાંહે મહાલે કે રાજારામનારે,
ભરત શત્રુઘનની જોડી કે રાજારામનારે;

બેઠા બેઉ કચ્છની ઘોડી કે રાજારામનારે.
કૈકેયી કૌશલ્યા સુમિત્રા કે રાજારામનારે,
સુખપાલે બેઠાં પવિત્ર કે રાજારામનારે;
આવ્યા છે મલપંતા સર્વે કે રાજારામનારે.
શ્રીપ્રભુ પરણ્યા તે પર્વે કે રાજારામનારે,
આવ્યા જનક પુરમાંય કે રાજારામનારે.
મિથિલાનગરી મલકાય કે રાજારામનારે,
આવ્યા જનકરાય સામે કે રાજારામનારે.
ભેટયા વેવાઈ સામસામે કે રાજારામનારે,
સામૈયું કીધું છે સંગે કે રાજારામનારે.
આવ્યા ઉતારે ઉમંગે કે રાજારામનારે,
કિંકર હરખ્યા છે ખૂબ કે રાજારામનારે.
જાને થયા મગરૂબ કે રાજારામનારે.

---

( રાગ—દખ્ખણ દેશથી ઘોડીરે આવી. )
ગોકુળ ગામથી ઘોડીરે આવી;
આવી છે કીર્તિજીને દ્વારરે—રઢિયાળીરે ઘોડી૦
એની રે ઘોડીએ કોડીલા કાનજીની સ્વારી,
આગળ જાનૈયાની હારરે—રઢિ૦
જાનૈયા મોટા જગેજગથીરે આવ્યા;
દેવતા આવ્યા છે અપારરે—રઢિ૦
મોખરે બ્રહ્મદેવ દાઢી શોભે;

ઝાઝેરાં મુખડાંની હારરે—રઢિ૦
આખલે આવ્યા પોતે શંભુજી જોગી;
સતી પારવતી છે જોડેરે—રઢિ૦
શંભુ ભભુતિ અતિ કોડે ઉછાળે,
સતી ઉરાડે કંકુ કોડેરે—રઢિ૦
ઈંદ્ર રાજાજી ઐરાવતેરે આવ્યા;
પુષ્પોનાં ખુંપો ગુંથી લાવ્યારે—રઢિ૦
ખુંપ ઓરાઢયો એમણે પ્રભુજીને શિરે;
શ્રીહરિ સંતોષે ફુલાયારે—રઢિ૦
ગણેશ ઉંદર ઉપર બેસીને આવ્યા;
સૂંઢ અને ફુંડ ઘણી મોટીરે—રઢિ૦
આવ્યા મોડા સૌને મોખરે ઉભા;
હસે ગોકુળીઆની ગોપીરે—રઢિ૦
અલકાપુરીથી કુબેર ભંડારી આવ્યા;
ભર્યા ભંડાર જોડે લાવીયારે—રઢિ૦
આપે છે દાન દીનને હોડને કોડે,
ગરીબોને એ ઘણા ફાવ્યારે—રઢિ૦
શારદા સ્વામીજીનાં ગીતડાં ગાયે;
ઝીલે છે દેવો કેરી નારીરે—રઢિ૦
અપ્સરા ગંધર્વ નાચે ને ગાયે;
આનંદ કિંકરોને ભારીરે—રઢિ૦

(રાગ—વનમાળીરે.)

ગોપીઓ ગાય છે ગીત કે ઓ વનમાળીરે.
કેમ રાધા પર પ્રીત કે ઓ વનમાળીરે.
એનું છે ગોરડું મુખ કે ઓ વનમાળીરે;
પંડ રોગનું એ રૂપ કે ઓ વનમાળીરે.
એનું છે નાનેરૂં નાક કે ઓ વનમાળીરે;
કેમ કરી ઝીલશો ઝાક કે ઓ વનમાળીરે.
એ છે કામણગારી નાર કે ઓ વનમાળીરે;
એનો છે ઝાઝેરો પ્યાર કે ઓ વનમાળીરે.
પાંદડે પાણી એ પાશે કે ઓ વનમાળીરે;
લાજ તમારીજ જાશે કે ઓ વનમાળીરે.
આપ સુંવાળા ને સહેલા કે ઓ વનમાળીરે;
એ પ્રેમમદ પીધેલાં કે ઓ વનમાળીરે.
નહિજ ગાંઠે એ ગોરી કે ઓ વનમાળીરે,
જબરી છે પ્રેમની તોરી કે ઓ વનમાળીરે.
તમારી ઉંમર છોટી કે ઓ વનમાળીરે;
એ છે તમારાથી મોટી કે ઓ વનમાળારે.
લીંબુની ફાડશી આંખ કે ઓ વનમાળીરે;
છોગાળા છાનેરો ઝાંખ કે ઓ વનમાળીરે.
મલક મલક મુખ થાય કે ઓ વનમાળીરે;
સૌનાં મન એથી હરાય કે ઓ વનમાળીરે.
પડી મેલો પરણ્યાની વાત કે ઓ વનમાળીરે;

નહિ ગાંઠે હઠીલી જાત કે એ વનમાળીરે.
કિંકર કરગરી કહે છે કે એ વનમાળીરે;
પરણો ભલે નાના કહે છે કે એ વનમાળીરે.
પ્રેમીલાં જોડાં એ ખાસ કે એ વનમાળીરે;
આવશે મળતી બહુ રાશ કે એ વનમાળીરે.

---

## પ્રભુનો જવાબ.

(રાગ—ચાલુ.)

બોલે છે ગિરધરલાલ કે એ વ્રજનારીરે;
મુજને સતી પર વહાલ કે એ વ્રજનારીરે.
વેચાયો હું એને હાથ કે એ વ્રજનારીરે;
અંમર મારો એ સાથ કે એ વ્રજનારીરે.
ગોરડું એનું છે મુખ કે એ વ્રજનારીરે;
એ મુખ દીઠે છે સુખ કે એ વ્રજનારીરે.
મલક મલક મુખ થાય કે એ વ્રજનારીરે;
એથી આનંદ મને થાય કે એ વ્રજનારીરે.
અમારો છે સમરસ કે એ વ્રજનારીરે;
એ કોડીલીને હું વશ કે એ વ્રજનારીરે.
પહેલાં પરણ્યાં અમ ઉર કે એ વ્રજનારીરે;
ખીલ્યાં છે સંગમાં નૂર કે એ વ્રજનારીરે.
અંમર પરણ્યું અમારૂં કે એ વ્રજનારીરે;
આ પરણ્યું મને પ્યારૂં કે એ વ્રજનારીરે.

જગદીશે દીધો જવાબ કે એ વ્રજનારીરે;
કિંકરીઓ હરખાય ખૂબ કે એ વ્રજનારીરે.

---

( રાગ—ગીતનો. )

બેની જો જો રે, પેલા જદુરાય આવે છે;
દુઃખડાં ખોજોરે, એમનાં દર્શન બહુ ફાવે છે,
જોને જાય છે રે એ તો લાડીલીને ઘેર,
હરખે પરણવારે, છે શ્રી રાધા ઉપર મહેર.
મંડપ બાંધવારે, આવ્યા વિશ્વકર્મા ખાસ.
જો આકાશમાંરે, એનાં તેજો છે ચોપાસ,
ચાર વિભાગમાં રે, મંડપ બાંધ્યો રૂડો ત્યાંય.
એક વિભાગમાંરે, બેસશે દેવો સઘળા ત્યાંય.
બીજા ભાગમાંરે, ભક્તો સાથે યાદવ લોક;
આવ્યા જાનમાંરે, બેસશે સઘળા થોકે થોક.
ત્રીજા ભાગમાંરે, બેસશે નારી કેરાં જૂથ,
ગાશે ગીતડાંરે, રીઝવવા પ્રભુજીને ખૂબ,
ચોથા ભાગમાંરે, આવ્યું માયરૂં પરણવા કાજ
તેમાં પરણશેરે, રૂડાં, રાધા ને રસરાજ,
પ્રભુની પાલખીરે જોને ઉંચકે સઘળા દેવ,
ભક્તો ભજન કરે રે, સઘળે આનંદની છે હેલ,
કોલાહલ મચ્યોરે, જોને ચૌદલોકની માંય,
આનંદ ઉછળ્યોરે, જાણે ભરસાગર ઉભરાય.

બેની લુંટનેરે, ફરીથી નહિ આવે આ થાલ,
કિંકર કુદતારે, આવ્યો નહોતો આવો થાલ.

---

( રાગ—રઢિયાળાં રે મોતી. )

આજે હરિ આવ્યા ઉઘલી, મારાં રૂપાળાં બેની.
રંગે સુરત એમની શ્યામળી, મારા રૂપાળાં બેની.
તમને ફાવે તો બેની પરણજો મારાં રૂપાળાં બેની.
નવ ગમે તો ઉઠી જાજો મારા રૂપાળાં બેની.
એ હરિ તો બ્રહ્મચારી છે મારા રૂપાળાં બેની.
બ્રહ્મચારી શાં શુખ આપશે ,,
બ્રહ્મચારી શી સુખ ના જુએ ,,
પરણ્યાના કોડ ન પુરા થાશે ,,
એ હરિ તો નવરા નથી, મારાં મોજીલાં બેની.
ઘેર ઘેરના એ તો છે પથી ,,
ભક્તોના સંકટે સદા દોડશે ,,
કિંકરીને એકલાં કેમ ફાવશે, ,,

---

## ઉપરના ગીતનો જવાબ.

( રાગ—ચાલુ. )

હરિ ભલે રહ્યા શ્યામળા–મુજને પરણાવો સજની.
એ હરિ તો મને બહુ ગમ્યા–રમું દિન ને રજની.

અતિ રૂપે હરિ શ્યામળા-મુજને પરણાવો સજ
મનના મુકો બધા આમળા-મારે પરણવું સજ
ખાંડના સત્વ અતિ ગળ્યાં-સજની લાગેરે કડ
તેજોના તત્વો એમાં મળ્યાં-તેથી રૂપો છે કા
કાળાં તે રૂપ નીરોગી છે-મારે પરણવું સજ
એ હરિ રસડાંના ભોગી છે-મારે પરણવું સજ
અતિ રસે હરિ સામળા-મારે પરણવું સજ
કિંકરીના કોડ થશે પુરા-મારે પરણવું સજ

## પ્રભુ બ્રહ્મચારી શાથી.

( રાગ—ચાલુ. )

મારે હરિ સાથે પરણવું-મુજને પરણાવો સજ
બ્રહ્મચારી નામ બહુ ગમ્યાં- ,,
બ્રહ્મ એટલે તો વ્રજભૂમિ- ,,
એ ભૂમિમાં એ સુરત રમી- ,,
વ્રજભૂમિમાં સદા રસે રમે- ,,
બ્રહ્મચારી સર્વે તેથી કહે- ,,
બ્રહ્મ એ તો મારૂં નામ છે- ,,
મારામાં માધવનો પ્રેમ છે- ,,
ચાટેજ બ્રહ્મચારી કહે છે- ,,

શ્રુતિઓ વિષે એ સદા રમે- મુજને પરણાવો સજની.
બ્રહ્મચારી નામ તેથી પડયાં- ,,
એ નામ મોઘાં મને ગમ્યાં- ,,
બ્રહ્મ એટલે મન ભક્તનાં- ,,
ફરે રમે સદાએવાં ઉરમાં- ,,
લીલા સાથે વસે ત્યાં હરિ- ,,
તેથી કહેવાય એ બ્રહ્મચારી- ,,
બ્રહ્મ એટલે તો વ્રજની નારી-
સુરત હરિની ત્યાં રમનારી- ,,
ફરે સદા એમની સંગમાં-
બ્રહ્મચારી નામ એ રંગમાં- ,,
બ્રહ્મ એટલે આ વિશ્વ છે-
સૂક્ષ્મ રૂપે હરિ ત્યાં વસે છે-
બ્રહ્મચારી સઘળે હસે છે- ,,
બ્રહ્મ એટલે તો અતિ પ્રેમ છે- ,,
રમનારા ચરનારા એ પ્રેમ છે-
પ્રેમનાં ભોજન એ હરિ જમે- ,,
બ્રહ્મચારી નામ મને બહુ ગમે- ,,
કિંકરીના પ્રેમને એ જમે- ,
પરણવાનું તેથી એને બહુ ગમે- ,,
સુભાગી એ સાથે પરણશે- ,,
સઘળા કોડો એના પુરા થશે- ,

ભક્તોના દુ:ખો ભાગે હરિ— મુજને પરણાવો સજની.
દયાળુ સુરત એ સાંવરી— ,,
ભક્તોના સંકટે દોડશે— ,,
ત્યારે અમેય જોડે જઇશું— ,,
સાથે રહીશું ને સાથે મહાલશું— ,,
એકલાં ક્ષણ નહિ ચાલશું— ,,
એકલાં હરિ વિના કેમ ગમે— ,,
એ વિના કોણ અમશું રમે— ,,
માટે ચિંતા બધી છોડીને— ,,
એક કરો અમ જોડીને— ,,
કિંકરીને એજ ઘણુ ગમે— ,,
ભવો તે ભવના ફેરી ટળે— ,,
જન્મ મરણ દુ:ખ ભાગશે— ,,
ભવની તે ભાવટ ભાગશે— ,,

---

( રાગ —ચાલુ. )

હરિ સાથે હેત શાં આવડાં— મારાં લાડીલા બેની.
મોહમાં ડુબ્યાં તમે આવડાં— ,,
એનાં કારણો કહોને કુંવરી— ,,
મોહક મંત્ર શું એણે વશ કરી— ,,
મંત્રો તંત્રો તે કશું કંઇ નથી—સુણો. હુલાલાં માડી.
મંત્રો તંત્રો તો એના રૂપથી— ,,

જમના તીરે એ રમતા હતા- સુણો હુસીલાં માડી.
રૂપલા દડુલો ખુબ દોડાવતા- ,,
રમતાં દેખીને હું તો મોહી પડી- ,,
રાસલી સુરતને હું મોહી પડી- ,,
ગેડીઓ સોનાની કોમળ કર વિષે- ,,
એ ગેડીએ રમતાં રૂડા દીસે- ,,
મારતાં દેખીને હું મોહી પડી- ,,
આંખે સુરત મારી એ ચડી- ,,
એક દિવસ ગોકુલના ચકલા વિષે- ,,
ઉભી હું તો રમવાના મિષે- ,,
એવે આવ્યા એ તો મીઠડા- ,,
નજરો નજર એમને દીઠડા- ,,
એકમેક શું મન મળી ગયાં- ,,
દીલડાં એક રસે રસાયાં- ,,
કિંકરીએ આ સમે પ્રતિજ્ઞા કરી- ,,
પરણુવી સુરત એ સાંવરી- ,,
માટે બહાનાં બધાં મુકીને- ,,
પરણાવો હરખમાં મુકીને- ,,

---

## ગોતરડામાં ગાવાનું ગીત.

સહીયર મારી રે વર કેટલે ?
સહીયર મારી રે વર સીમાડે.

વરના આશા ઘોડા, વરના આશા હાથી વરની લહેર લટકે,
વરનાં ફૂલ ફરકે વરની આંખલડી રંગ ઘેલીરે.
સહીયર પૂછેરે વર કેટલે ?
સહીયર મારીરે વર ભાગોળે.
વરના આશા ઘોડા, વરના આશા હાથી, વરની.
લહેર લટકે, વરનાં ફૂલ ફરકે, વરની આંખલડી રંગ ઘેલીરે.
( એ રીતે ખડકી, અને માંચરૂં મૂકીને ગાવું. )

---

## વર તોરણે ચઢતાં ગાવાનાં.

( રાગ—આછા ઘુંઘટ વહુને વહાલેરા લાગે )

રૂડું છે રાયજાદા રૂપ તમારૂં, રૂપ તમારૂં તે કામણગારૂં,
મોહ પામ્યું છે મન મારૂં, કેસરીયા લાલ— રૂડું છે૦
કાગળ વાંચી મારૂં કાળજું ઠરીયું, અંતરમાં વચને વચન ઉતરીયું,
તમને વરવાનું નક્કી કરીયું, કેસરીયા લાલ— રૂડું છે૦
સુખ થશે જ્યારે સાયબો મળશે, મનના મનોરથ સફળ ફળશે;
ત્યાં સુધી મન ટળવળશે, કેસરીયા લાલ— રૂડું છે૦
જોષી મુરખ જેણે લગન જોઇ આપ્યું, વહેલુંના આપ્યુંને વગળું થાપ્યું
વગર વિચાર્યું કેમ આલાપ્યું, કેસરીયા લાલ— રૂડું છે૦
ત્રીસ ઘડીનો દિવસ પ્રથમ ગણાતો, દિવસ કિશે છે વર્ષ જેવડો આ તો,
શું કરૂં કેમે નથી જાતો, કેસરીયા લાલ— રૂડું છે૦
જલદી પધારો મારાં સાસુનાજાયા, મુજને લાગી તમારા મુખડાની માયા
કુરબાન કીધી મેં તો કાયા, કેસરીયા લાલ— રૂડું છે૦

ચાંપ કરીને ત્યાંથી જાન ચલાવી, સાયબે આવી મારૂં ઘર શોભાવી
મુજને કીધી બહુ આભારી, કેસરીયા લાલ— રૂડું છે૦
જે સતી પતિ પર સ્નેહ કરે છે, તેના ઉપર પ્રભુ રાજી રહે છે,
દલપત આશિષ દે છે, કેસરીયા લાલ— રૂડું છે૦

---

( રાગ—ગીતનો. )

લાડણી તે લાડણાને પત્ર લખે છે, વહેલા પધારવા વિનંતિ કરે છે,
મળવાને મન તલસે છે રે રંગરસીયા.
વાલમ મુજ મન વસીયા રે રંગરસીયા.
મુજ મન વસીઆ રૂડા રંગરસીયા, હેતે જે દિવસ સામું જોઇ હસીયા,
એવાજ અંતરે ઠસીયારે— રંગ રસીયા—વાલમ૦
વારે વારે ઘણી વાટ જોઉં છું, ઉડતાં પંખીઓને વાત પુછું છું.
પ્રેમથી પત્ર લખું છું રે— રંગ રસીયા—વાલમ૦
જીવન તમ સાથે જીવ જડાણો, સ્નેહથી સાચો સંબંધ બંધાણો
તે તો તમે સર્વે જાણોરે— રંગ રસીયા—વાલમ૦
વિપળ વિજોગની જુગ જેવી થાય, રજની દિવસ દૂર કેમ થાય,
જીવમાં જંપ ન થાયરે— રંગ રસીયા—વાલમ૦
જગદીશે જ્યારે મને ઉપજાવી, જો હોત પંડમાં પાંખ બનાવી.
ઉડીને મળત હું આવીરે— રંગ રસીયા—વાલમ૦
ઉતાવળા આવી મળજો આ ઠામ, માનજો મુખે સત્ય વચન તમામ,
જે કહે દલપતરામરે. રંગ રસીયા—વાલમ૦

---

## વર તોરણે ચઢે ત્યારે ગાવાનાં ગીત.

( રાગ—આજે આનંદ નંદજીને દ્વારરે. )

સાસુ આવ્યાં ઉઠીને હરખેરે, વરને ઘુંઘટડામાં નિરખેરે,
સાસુ પોંખે લઇ ધુસરૂંરે, કહે છે નેણથી ન્યારા ન કરૂંરે.
સાસુ પોંખે મુશળ લઇનેરે, વરને નીરખી રાજી થઇનેરે;
સાસુ પોંખે લઈ રવાયોરે, રાયવર નીરખી અંતર ધરીયોરે.
સાસુ પોંખે છે લઇ ત્રાકરે, રાયવર હસીયા જોઇ જરાકરે,
સાસુ ઈંડી પીંડી ઉતારેરે, રાયવર નીરખીને ઉર ધારેરે.
એમ વર કેસરીયો પોંખાયરે, પ્રેમાનંદ નીરખી રાજી થાયરે.

---

( રાગ—ગીતનો. )

માતા જસોદા પૂછે, રાયવર શાણે પોંક્યારે.
આડા ધરીયા છે ખાયરીઓના પડદા;
સોનાને સળીએરે, રાયવર પોંક્યારે.
માતા રોહિણી પૂછે, રાયવર શાણે પોંક્યારે;
આડા ધરીયા છે, પછેડીના પડદા.
જુવારને સળીયેરે, રાયવર પોંક્યારે;
માતા જશોદા પૂછે, રાયવર શાણે પોંક્યારે,
કમળનાં ફુલડેરે, રાયવર પોંક્યારે.

( આગળ મોતીડે વગેરે મૂકીને ગાવું. )

---

## તોરણે ચઢતાં. (ગાવાનાં ગીત ચાલુ.)

( રાગ—મારા ખેતરને શેઢે રે ડમરો કોડે ગંભીરે. )

આવો કુસુમ રૂડાં આવોરે, હરિને હરખે વધાવું;
હ્યોને અમુલખ લ્હાવોરે, હરિને હરખે વધાવું.
જોડી બે અંજલિ મેં મારીરે, આવો હરખે વધાવું,
તેમાં બિરાજો હર્ષ ધારીરે, હરિને હરખે વધાવું;
પ્યારાં પ્રાણેશને છો અતિરે, આવો હરખે વધાવું.
આનંદે ઝીલશે તમ પ્રીતિરે, હરિને હરખે વધાવું,
નિર્મળ છે મુખડાં તમારાંરે, આવો હરખે વધાવું;
વિશ્વમાં સૌને તમે પ્યારાંરે, હરિને હરખે વધાવું.
ધન ધન જિંદગી તમારીરે, આવો હરખે વધાવું,
શ્યામની સાથે કરો યારીરે, હરિને હરખે વધાવું.
મૃદુ કોમળને રૂપાળાંરે, આવો હરખે વધાવું;
તમારાં મનડાં રસાળાંરે, હરિને હરખે વધાવું.
ઉમળકા તમ પર ઝાઝારે, આવો હરખે વધાવું,
ઉમળકે ખોઇ મનની માઝારે, હરિને હરખે વધાવું;
નીરખી તમને આંસુ આવેરે, આવો હરખે વધાવું.
તમશું રમવાનું હરિને ફાવેરે, આવો હરખે વધાવું,
મારા વહાલાને તમે વહાલાંરે, હરિને હરખે વધાવું.
તેથી લાગો છો મને પ્યારાંરે, આવો હરખે વધાવું.
બેઠા વિઠ્ઠલ યમુના તીરેરે, આવો હરખે વધાવું;
બંસી બજાવે ધીરે ધીરેરે, હરિને હરખે વધાવું.

પ્યારાશું પ્રેમ પુરણુ કરજોરે, આવો હરખે વધાવું;
ભાન ભુલીને અંકે પડજોરે, હરિને હરખે વધાવું,
આંસુઓ હરખનાં ખેરવજોરે, આવો હરખે વધાવું.
સુગંધે લહેર અમને કહેજોરે, હરિને હરખે વધાવું;
કિંકરને હર્ષ છે અપારરે, આવો પ્રભુને વધાવું,
વહાલાશું થઈએ એકાકારરે, હરિને હરખે વધાવી.

---

( રાગ ઉપરનો. )

કુસુમની અંજલિ સ્વીકારોરે, પ્યારા હરખે વધાવું.
કુમકુમને પગલે પધારોરે, વહાલા હરખે વધાવું;
રૂડલાં કુસુમો કરમાં બેઠાંરે, વહાલા હરખે વધાવું.
વધાવા હરખમાં એ પેઠાંરે, વહાલા હરખે વધાવું;
અમૃતના મેવલા વરસાવોરે, વહાલા આવો વધાવું.
પ્રેમ અમૃત અમને પાવોરે, વહાલા આવો વધાવું;
દિવ્ય કુસમના છો ભોગીરે, વહાલા આવો વધાવું.
ફુલડાં મનડાં નીરોગીરે, વહાલા આવો વધાવું;
અમીની આંખડીએ નીરખોરે, વહાલા આવો વધાવું.
પ્રેમીનો પ્રેમ પ્રીતમ પરખોરે, વહાલા આવો વધાવું,
આ ફુલડાં આપશ્રીને જુએરે, વહાલા આવો વધાવું.
દેવાધિદેવ તમને મોહવેરે, વહાલા આવો વધાવો;
હરખ હૃદયે એમને ઝાઝારે, વહાલા આવો વધાવું.
તમપર ઉછળી બોથે માઝારે, આવો વહાલા વધાવું

તમને નિરખીને ભાન ભુલ્યાંરે, વહાલા આવો વધાવુ
સુખ સાગરમાં ઉંડાં ડુબ્યાંરે, વહાલા આવો વધાવું;
આધ્રકને અધિક ડુબાવોરે, વહાલા આવો વધાવું.
રસિલા કર એમના સ્હાવોરે, વહાવા આવો વધાવું;
આપને ભેટવાની આશેરે, વહાલા આવો વધાવું.
વરવા ઇચ્છે છે તમને હોંસેરે, વહાલા આવો વધાવું;
વધાવે સ્વાદ અતી ઝાઝારે, વહાલા આવો વધાવું.
અનુભવે એ ખુએ માઝારે, વહાલા આવો વધાવું;
પ્રીતિની પીડા તનમાં જામીરે, વહાલા આવો વધાવું;
આપને નીરખી મોહ પામીરે, વહાલા આવો વધાવું.
સ્તુતિ આ શ્યામળા સ્વીકારોરે, વહાલા આવો વધાવું.
કિંકરની વિનતિ હૃદે ધારોરે, વહાલા આવો વધાવું.

---

## વરને પોંખતી વખતે ગાવાનાં ગીત.

( રાગ—ઈશ્વિર પારવતી વાદ વદે છે. )

તોરણ આવી અલબેલો વર ઉભા, સુંદરીયો નિરખે છે સારી શોભા,
જાનૈયાએ અંતરપટ ધરીયું, લાડણીએ તંબોળ છાંટણ કરીયું.
ઉમંગથી સાસુજી પોંખવા આવ્યાં, જગજન પોષણનાં રાચ લાવ્યાં,
ધુસળ મુશળને વલોવાના વાંસ, ત્રાક તીર શરીયા સંપુટ પાસ.
કંકુ તીલક કર્યું વરને કપાળ, ચોખા ચોઢયા અંતરમાં ધરી વહાલ
પછી પ્રેમે પોંખણું લઇને પ્રત્યેક, વરને ઓવારણું કીધું હરેક.
પ્રથમ તો ધુસરૂં ઓવારણું કીધું, ગાડી ઘોડા સરવસ વારી લીધું.

મુશળથી રસ કસ જેહ કઢાય, વરને ઓવારણે તેહ કરાય.
વાંસ વડે શુભ ગોરસ સાર, ત્રાક વડે વસ્ત્રો વિવિધ પ્રકાર.
તીરવડે શસ્ત્ર અનેકનો સાજ, તે તો કર્યો વરને ઓવારણે આજ.
સરીયાની લેખણથી જે જે લખાય, સંપુટથી પેટી મજુસ સમ થાય.
ઇંડીમાંથી ચુનાનું ચણતર જેહ, કોડે કર્યું વરને ઓવારણે એહ.
પીડીયાથી વિવિધ પ્રકાર પકવાન, વરને ઓવારણે કર્યું કુરબાન.
કળશ ભરી જળ ફેરવી રેડી દીધું, જાણે નિજ જીવન વારણે કીધું.
નાક સાફ કરી સુત સમ ગણી લીધો, સંપુટીયા ઉપર વરે પગ દીધો.
રાયવર બેઠા માંયરામાં આવી, શોભા સારી દલપતને મન ભાવે.

---

## કન્યાનું રૂપ.

( રાગ—ગીતનો. )

રાણી કીરતીજી પૂછે કન્યા ક્યાં ગઈરે,
એના અંગુઠા જાણે નાગ કેરી ફણા—
મારી લાડસ ઘેલી ક્યાં ગઈરે૦
એની પાનીઓ જાણે કંકુ કેરી લોળ—મારી૦
એના પગ જાણે કેળો કેરા સ્તંભરે—મારી૦
એનાં ઘુંટણ જાણે ટોપરાંની જોડ—મારી૦
એની જંઘા જાણે કેળ કેરો ગર્ભરે—મારી૦
એની કમર જાણે લવીંગનો વાંક—મારી૦
એનું પેટ જાણે પરસુળીનું પીઠ—મારી૦
એનું હૈયું જાણે હિમાવંત હિમ—મારી૦

એના ખભા જાણે ઢળકતાં કળશ—મારી૦
એના હાથ જાણે કરેણુના છોડ—મારી૦
એના પાંચા જાણે માંખણકેરા લોચા—મારી૦
એની હથેલીઓ જાણે પોયણીનાં પાન—મારી૦
એની આંગળીઓ જાણે મગકેરી સીંગો—મારી૦
એના હોઠ જાણે પરવાળીના પાગા—મારી૦
એની હડપચી જાણે ફોફળની ફાડ—મારી૦
એના નખ જાણે રૂપાકેરી રેખ—મારી૦
એના દાંત જાણે દાડમકેરી કળીઓ—મારી૦
એની જીભ જાણે અમૃતકેરી વાણી— મારી૦
એનું નાક જાણે પોપટ કેરી ચાંચ—મારી૦
એના કાન જાણે દક્ષિણાવર્ત શંખ—મારી૦
એની આંખ જાણે લીંબુ કેરી ફાડ—મારી૦
એની પાંપણ જાણે ભમર કેરી પાંખ—મારી૦
એની ભમર જાણે લીમડાનું પાન—મારી૦
એની લીલાવટી જાણે આંગળ ચાર—મારી૦
એનું મુખ જાણે પુનમ કેરો ચંદ—મારી૦
એની વેણી જાણે હોય વાસુકી નાગ—મારી૦
એનો અંબોડો જાણે નાગકેરી ફણા—મારી૦

## વરને પોંખતાં ગાવાનાં.

( રાગ—રેજા ઝળકે રાજારામનારે. )

આવો રંગીલા મારે માંહ્યરેરે.
તમને નીરખીને થઇએ ન્યાલજી,
આવો રંગીલા મારે માંચરેરે.
ઉલટથી જોઉં તમારી વાટડીરે;
ઉરમાં પરણ્યાના આવે ખ્યાલજી,
આવો રંગીલા મારે માંચરે રે.
ઉરમાં ઉમળકા ઉંડા ઉપડેરે;
હરખોના સાગરો ઉભરાયજી—આવો.
વરમાળો ધરીએ આપણુ સાથમાંરે;
ધર્મોના સંબંધો જોડાયજી—આવો.
પૂર્વ જનમની આપણી પ્રીતડીરે;
સફળ કરીએ પ્રીતમ આજજી—આવો૦
મહુરત મીઠાં ને અંમર આજનાં રે;
જીવનનાં આવે આજે રાજજી—આવો૦
જીવનમાં અમૃત આજે રેડશું રે;
અમૃત પીશું યુગોયુગજી—આવો૦
ધર્મ અમૃતે અંમર ઓઢશુંરે;
અંમર થઈશું જુગો જુગજી—આવો૦
પ્રભુ સંગાથે રમશું રંગમાં રે,
નિકુંજો બનશે આપણાં ધામજી—આવો૦

આનંદ હમેશાં આપણાં ઉરમાંરે,
ભરશે સહાયે શ્રીઘનશ્યામજી—આવો૦
આપણાં આનંદે સ્વર્ગો ડોલશેરે,
ઇંદ્રને આવશે ઇર્ષાયજી—આવો૦
દેવો જેવાં છે દૈવત આપણાં રે,
તેથી કોઇનાથી કંઇ ન થાયજી—આવો૦
જગને મીઠી નજરોથી જોઇશુંરે,
સર્વને દઇશું બનતી સહાયજી—આવો૦
મીઠી નિર્દોષ લહેરો ઉડશેરે,
સ્વર્ગીય જીવનો ગળાયજી—આવો૦
આનંદથી જડ ચેતન સૌ હસી રહ્યુંરે,
તમને વધાવવા છે તૈયારજી—આવો૦
સૌના ઉરમાં આવે છે ઉભરારે,
સર્વનો આપણા ઉપર પ્યારજી—આવો૦
આવોને ફુલડાંએ વધાવીએરે,
ફુલડાં તો જુએ તમારી વાટજી—આવો૦
કંકુ વેર્યાં છે મારે આંગણેરે,
રૂપાળા જુઓ મંડપ ઘાટજી—આવો૦
કિંકર સઘળાં આજે તમ તણાંરે,
આજે આવ્યાં છે તમને રાજજી—આવો૦
એ રાજ ઉરવાડીમાં મહાલશેરે,
મીઠાને મોંઘા શીરના તાજજી—આવો૦

## માયરામાં પધાર્યા પછી ગાવાના.

( રાગ—ચાલતો. )

આવ્યા રંગીલા આપણે માંયરેરે,
બિરાજ્યા આવી મંડપ મહારજી,
આવ્યા રંગીલા આપણે માંયરેરે.
ચાલોને જઈએ સામી વધાવવારે,
સાસુજી બોલ્યાં કરીને પ્યારજી—આવ્યા૦
મોગરેલી કુલડાંએ વધાવીયારે,
પૂજ્યા ધરીને મન ઉમંગજી—આવ્યા૦
થાળ મોતીડે એમને પોંકીયારે,
આનંદનો મચીયો સઘળે જંગજી—આવ્યા૦
ઉંચકીને આણ્યા એમને માંયરેરે,
અરગજા બહેકે એમને અંગજી—આવ્યા૦
રૂપે ગુણે છે જોડું શોભતુંરે,
જાણે સીતાજી રામની સંગજી—આવ્યા૦
પધરાવ્યાં કન્યા એમની પાંખમાંરે,
ઉમળકો ઉરમાંહે અપારજી—આવ્યા૦
કન્યા અમારી ગૌરી ગાવડીરે,
રક્ષણ કરજો રાખી પ્યારજી—આવ્યા૦
ગરીબ ગાયશી તમને સોંપતાંરે,
આનંદ ઉપજે અમને ખૂબજી—આવ્યા૦

તેના હુકોને તમે પાળજોરે,
ધર્મોની રાખીને મગરૂબજી—આવ્યા૦
નાવ સંસારનું સંગે હાંકજોરે,
એથી ઉતરશો ભવ પારજી—આવ્યા૦
ધર્મ બરાબર બન્ને પાળજોરે,
ફરજોમાં રહેજો બેઉ તૈયારજી—આવ્યા૦
પ્રભુને એકે ક્ષણ નવ ભુલશોરે,
તેને આશરે કરજો કામજી—આવ્યા૦
મનસા દેહનાં કર્મો રૂડલાંરે,
પ્રભુની રાખી હૈયે હામજી—આવ્યા૦
સંકટે હિંમત નવ હારીયેરે,
સુખમાં રહીએ સદા સમાનજી—આવ્યા૦
નીતિના મારગ નવ ભુલીયેરે,
ધરીએ પ્રભુનાં નિત્ય ધ્યાનજી—આવ્યા૦
પ્રભુ સંગાથે ધરીએ પ્રીતડીરે,
મનડાં કરીને બેઉ એકજી—આવ્યા૦
મરજાદા મોટાં કેરી રાખીએરે,
ચુકશો ના જરા પણ વિવેકજી—આવ્યા૦
ધર્મ સંબંધો આજે થાય છેરે,
સંબંધ સત્ય પ્રેમે થાયજી—આવ્યા૦
સ્નેહ સંબંધો યુગો યુગનારે,
ઉંચો જે રસ થકીજ રસાયજી—આવ્યા૦

આશિષ ઉરથી તમને આપીએરે,
જોડી તપો આ યુગો યુગજી—આવ્યા૦
દીન ને કિંકર પર પ્રીતિ રાખીએરે,
ધરીએ ના કોઇની મનમાં સુગજી—આવ્યા૦

( આ મીંઢળ કોનાં બાંધ્યાંરે ગોકુલના કનૈયા—એ રાગ. )

આવોને પ્રભુ આવોરે, ગોકુલના કનૈયા;
આપોને શરણુનો લાવોરે, ગોકુળના કનૈયા.
આજે હરિ તમે શાને રિસાયા,
અપરાધો શા મારા પડિયારે—ગોકુળના૦
અપરાધોની તમે માફીઓ દેજો,
અમે તો પાલેજ[1] પડિયાંરે—ગોકુળના૦
પાનાં પડયાં પ્રભુ નિભાવી લેજો,
રિસાયે નહિ ચાલેરે—ગોકુળના૦
ગાંઠો પડી પ્રભુ ભવોરે ભવની,
મનડાં તમારામાં મહાલેરે—ગોકુળના૦
પૂર્વ જનમની આપણી પ્રીતો,
એ તોડી કેમ તુટેરે—ગોકુળના૦
વજ્જરની ગારોએ આપણે સંધાયાં,
વછોડયાં કેમ વછુટેરે—ગોકુળના૦

૧ ખોળામાં, તાબે.

આશરો પ્રીતમ આપનો અમને,
આશ્રિતને કેમ દુભોરે—ગોકુલના૦
ગોકુળમાં આપણે જોડેરે રમતાં,
આપમાં અમૃતના કુંભોરે—ગોકુળના૦
મનડાં બરાબર પરણ્યાં છે પ્રીતમ,
પાકાં લગ્ન હવે કરીએરે—ગોકુલના.
ચોરીના મંડપ મોગરે છાયા,
આપનાં પગલાં ધરીએરે—ગોકુલના.
વાટ જુએ લગ્ન ગોર નારદજી,
બ્રહ્માજી પણ સંગ આવ્યારે—ગોકુલના.
ઉમંગ ભેર સહુ આવીને બેઠા,
તમને પરણાવ્યાના લ્હાવારે—ગોકુલના.
કિંકર સહુ હરિની વાટડીઓ જુએ,
આરતો સર્વની પુરોરે—ગોકુલના.
આવ્યા હરિ ત્યાં તો હલકે ને મલકે,
આનંદ ઉર અતિ ઝલકેરે—ગોકુલના.

---

( રાગ—ઉપરનો. )

ગોકુલની નારી ગોવિંદને પૂછે,
વારો ક્યાં આવડી લાગીરે—ગોકુલના કનૈયા.
ગોકુલની નારીને ગોવિંદજી કહે છે,
વાત સુણોને સોહાગીરે—વ્રજનારી ઓ વહાલી

જમાનાને તીરે રમવા ગયા'તા.
રમતોમાં વારો લાગીરે—વ્રજનારી૦
દડો ખેલતાંમાં જમનામાં પડીયો,
કાઢતામાં વારો લાગીરે—વ્રજનારી૦
સખાની સાથે ફરવા ગયા'તા,
ફરતાં ફરતાં વારો લાગીરે—વ્રજનારી૦
બાગોમાં ફુલડાં વીણુવા ગયા'તા,
ફૂલ વીણતાં વાર લાગીરે—વ્રજનારી૦
ભાઇબંધો સાથે કરીયો ઉજાણી,
જમતાંમાં વારો લાગીરે—વ્રજનારી૦
ગાયો ચરાવાને વનમાંરે ગયા'તા,
ગાયો તો ગઈ બહુ આઘીરે—વ્રજનારી૦
ગાયો બોલાવતાં વારોરે લાગી,
વાંસળીની ધુન લાગીરે—વ્રજનારી૦
દેવો આવ્યા હતા દર્શન કરવા,
દર્શન દેતાં વાર લાગીરે—વ્રજનારી૦
ભક્તોની ભીડોને ભાગવા ગયા'તા,
તેથી વારો બહુ લાગીરે—વ્રજનારી૦
કિંકરને હું તો કાંઈ નવ ભુલું,
કિંકર મારા મુજ લાગીરે—વ્રજનારી૦
પ્રેમ તમારો છે મુજ પર સાચો,
હું છું તમારોજ રાગીરે—વ્રજનારી૦

(રાગ—રંગ ચોળ રંગ ચોળ મહી ભર્યુંરે મજીઠ)

ઉર વાધ્યો ઉર વાધ્યો આનંદ અપાર,
ત્રિભોવન વનવાસી નરનારનેરે.
પૂજા લાવ્યા પૂજા લાવ્યા તુળસીજીને કાજ,
સજવા તે સોળ શણગારનેરે.
બહુ મુલા બહુ મુલા રતન જડાવ,
આભૂષણ સાગર લાવીઆરે.
પધરાવ્યા પધરાવ્યા ઇંદ્રે આસનમાંય,
વિશ્વકર્માએ કંકણ પહેરાવીયાંરે.
વેઢ વીંટી વેઢ વીંટી તે રતન જડાવ,
આંગળીએ સુંદર શોભતીરે.
કર પોંચી કર પોંચી પોંચીયો જડાવ,
શોભે કર માંહે મન લોભતીરે.
નાકે વાળી નાકે વાળી મોતીડે જડાવ,
આપી ચંદ્રમાએ અતિ પ્રીતશુંરે.
રૂડાં મોતી રૂડાં મોતીએ સમારી છે માગ,
ચંદ્રનારી રોહીણીએ રીતશુંરે.
આજે આપ્યું આજે આપ્યું કમળ કરમાંય,
સરસ્વતિએ મોતીહાર ધારીયારે.
શેષ લાવ્યા શેષ લાવ્યા તે કુંડળ જડાઉ,
પ્રેમાનંદ કહે મારા કાજ સારીયારે.

( રાગ—રંગચોળ રંગચોળ મહી ભર્યુંરે મજીઠ )

પ્રભુજીએ પ્રભુજીએ આપ્યો સોહાગ,
આંખે અંજન કંકુ ભાલમાંરે;
અતિ સારો અતિ સારો ચાંદલીયો જડાવ,
સાવિત્રીએ આપ્યો વ્હાલમાંરે.
સચી લાવી સચી લાવી બીડાં પાનપત્ર;
પિકદાની તે રતન જડાવનીરે.
વૈજયન્તિ વૈજયંતિ માળા પચરંગી,
લાવ્યા વરૂણી સરસ મન ભાવંતીરે.
ફૂલહાર ફૂલહાર સુગંધી સાર,
ઋતુરાજ લાવ્યા રચના રચીરે.
કંઠ સૂત્ર કંઠ સૂત્ર તે લાવ્યા શિવ,
લાવ્યા કુબેર દર્પણ રતને ખરચીરે.
અગ્નિ લાવ્યા અગ્નિ લાવ્યા કંચુકી બહુમુલી,
ધર્મદેવ તો લાવ્યા વિંઝણોરે;
સર્વે ભૂપ સર્વે ભૂપ લાવ્યા અપાર,
બહુ મુલાં અંબર ભૂષણ ઘણાંરે.
શણગાયા શણગાયા લાડણી બહુ ભાત,
જોઇ મોહે સુંદર વર શ્રીહરિરે;
પ્રકાશ્યું પ્રકાશ્યું પ્યારીએ રૂપ,
પ્રેમાનંદ કહે, શોભા ઘણી સુંદરીરે.

---

( રાગ—ગુજરાતની માલણ આવીરે. )

વ્રજભૂમિની માલણ આવીરે;
એણે આવી વરમાળ વધાવીરે.
એની વરમાળ યુગોયુગ તણી;
એ તો દીપી છે બેઉને અતિ ઘણી.
વરકન્યા "રમકડાં" હરિતણાં;
ચ્હાય પ્રભુજીને ઉરમાં અતિ ઘણાં.
આથી વરમાળો પ્રભુએ પોતે ધરી;
આવ્યા માલણ બનીને પોતે શ્રીહરિ.
ભક્તો ઉપર પ્રભુજીની પ્રીત છે;
પ્રીતિ એજ પ્રભુજીની રીત છે.
કિંકર કિંકરીને પ્રભુજીએ એક કર્યાં;
માલણ રૂપે પધારી અમર કર્યાં.

---

( રાગ—ઉપરનો. )

વ્રજકેરી મનીઆરણ આવીરે;
એ તો અમર ચુડિલા લાવીરે.
આવી ચુડિલા બેનના કરે ધર્યાં;
જાણે બેનને પ્રભુ પોતે વર્યા.
ચુડિલા પહેરતાં રોમ ખીલી ગયાં;
બેન ઉમળકે થરથર કંપી ગયાં.

બેનને હરખનાં આંસુ ગરી પડયાં;
જાણે અમૃતનાં બિંદુ વરસી પડયાં.
આંસુ વરસ્યે કપોલ ભીંજાઇ ગયાં;
ભીંજાઇ કપોલ પ્રફુલ્લિત થઇ ગયાં.
ભાવ કપોલો અવનવા સૂચવે;
પ્રભુ વગર તે કોણ જાણી શકે?
પ્રભુ કોડ સદા એના પુરશે;
કિંકરી સદા પ્રભુ રસે ઝુલશે.

---

( રાગ—ચાલુ. )

આજે વિદુષી વ્રજથકી આવીરે;
વેદ શાસ્ત્રો ને પુરાણો લાવીરે.
આવી બેનને શાસ્ત્રો ભણાવવા;
બેનને વિચક્ષણ અતિ બનાવવા.
બોલી વિદુષી ઉરની લહેરથી;
હું તો શાસ્ત્રો ભણાવું છું મહેરથી.
ભણવાં હોય તે મુજ પાસે આવશે;
આવશે તેના તે કોડ પુરા થશે.
બોલ્યાં બેની ઉમળકો આણીને;
મુખ રાખી ઠેકાણે શુભ વાણીને.
રસશાસ્ત્રો ભણવા માંહે મન વસે;
રસશાસ્ત્રો ભણાયો તો ઠીક થશે.

અમને અન્ય શાસ્ત્રો બહુ નવ ગમે;
ચિત્ત સદા અમારાં રસોમાં રમે.
માટે રસશાસ્ત્રો શિખવા તો આવીએ;
રસશાસ્ત્રથી જીવનમાં ફાવીએ.
બોલ્યાં વિદુષી સજની ઓ સુણ તું;
રસશાસ્ત્રો ભણવામાં એકકો હું.
કિંકરી ભણવા બેઠાં રસશાસ્ત્રોને;
રસશાસ્ત્રો ભણાવ્યાં જોઇ પાત્રને.
બેની મહા મહા રસિક બની ગયાં;
કિંકરી સેવાના રસમાં ડુબી ગયાં.

---

( રાગ—જીરે ટુંકા ટોડાની માળણી. )

જીરે અતિ રૂપાળી આ માલણી.
માલણ આવી અમારે ઘેર— આરે માલણ વ્રજદેશની.
માલણ વાણી વદે ઘણી મીટડી,
મીઠી વાણીએ મોહ પમાય— આરે માલણ વ્રજદેશની.
માલણ માળા ગૂંથે મોઘા મૂલની,
એની સુગંધિ શેરડીએ જાય— આરે માલણ વ્રજદેશની.
માલણ ગજરા ગૂંથે રૂપે રૂડલા,
એથી કર રૂપાળા સોહાય— આરે માલણ વ્રજદેશની.
માલણ વેણી ગૂંથે બહુ શોભતી,
વાળે વાળે ફૂલો પરોવાય— એરે માલણ વ્રજદેશની.

માલણુ લટકાં કરે ને મટકાં કરે,
એના રૂપ બહુ રૂડાં જણાય- એરે માલણુ વ્રજદેશની.
માલણે શણગારો પહેર્યા મોઘેરા,
ત્રણ લોકનાં તેજ ઉભરાય- એરે માલણુ વ્રજદેશની.
રૂપે રંગે રસે રાણી મોહી પડયાં,
રાણી રાધાજીને સૂજે ન કાંય- એરે માલણુ વ્રજદેશની.
પૂછયાં રાધાજીએ માલણુને પ્રેમથી,
તમે અમ ઘેર રહોને સદાય- એરે માલણુ વ્રજદેશની.
તમને પાસે અમે રાખીશું,
કિંકરી નહિ ગણીએ તમને કદાય-એરે માલણુ વ્રજદેશની.

---

## પરણતાં ગાવાનું—વરરાજાને શિખામણ.

( રાગ-ઝરમરીઆ ઝાલા. )

કન્યા વળાવતાં—

આજે આનંદનો નહિ પારરે- રસ ભરીયા રાજા.
ઝીલો જીવનનો આજે સારરે- ,,
પાવન પળો સુંદર આજની- ,,
શરૂઆતો છે ગૃહરાજની- ,,
કુંવરી મારી છે અતિ કોડીલી- ,,
શરમાળ અને વળી લાડીલી- ,,
તેને આનંદ માંહે રાખજો- ,,
વ્હાલા સંસારીયાંના ચાખજો- ,,

સઘળા મનોરથ એના પૂરજો- ,,
રહેજો પ્રભુમાં ચકચુરજો- ,,
અમી દૃષ્ટિએ એને જોજોરે- ,,
મનની ચિંતાઓ સઘળી ખોજોરે- ,,
ગરીબડી ગાયના જેવીરે- ,,
કોમળ છે ફૂલડાંનાં જેવીરે- ,,
મનડાં કરજો તમે કોમળારે- ,,
જીવન બેઉના કરજો સફળારે- ,,
મનડાં તે કરજો બેઉ એકરે- ,,
આનંદ મળશે છેકા છેકરે- ,,
કિંકરી એ તો તમારીરે- ,,
કરજો બેઉ પ્રભુ સાથે યારીરે- ,,
બનશે તે ઘર તમારૂં કુંજરે- ,,
ભજનની કરજો ગુંજા ગુંજરે- ,,

---

## વરકન્યા પરણતી વખતે ગાવાનાં ગીત.

( રાગ—ગીતનો. )

ઉંચી મેડીને ગોખ જાળીયા,
ત્યાંરે બેસી કન્યાના દાદાજી કહેરે;
દીકરી ગોરાં ને રાયવર શામળા,
દાદાજી મોરા હૈયે ના ધરશો,

તડકાને તેજે રાયવર શામળા.
ઉંચી મેડીને ગોખ જાળીયા;
ત્યારે બેસી કન્યાના કાકાજી કહેરે.
ભત્રીજી ગોરાં રાયવર શામળા.
કાકાજી મારા હૈયે ના ધરશો,
તડકાને તેજે રાયવર શામળા.
ઉંચી મેડીને ગોખ જાળીયા;
ત્યારે બેસી કન્યાના વીરા કહેરે,
બેની ગોરાં ને રાયવર શામળા.
વીરજી મોરા હૈયે ના ધરશો,
તડકાને તેજે રાયવર શામળા.
( વગેરે ગમે તે સગાનું નામ મૂકી ગાવું. )

---

( રાગ—ગીતનો. )

આણી તીરે ગંગારે પેલી તીરે યમુનારે,
વચમાં તે સરસ્વતી નદી વહે છે.
સોનાની ગેડી રે રૂપલા દડુલોરે.
રામચંદ્ર રમવાને સંચર્યારે.
સોનાનું બેડું રે રૂપલા ઉઢાણીરે
સીતા વેગે પાણીડાં સંચર્યાંરે.
રાસડી ના પહોંચેરે, ઘડીલો ના ડુબેરે,
કુવાને કાંઠે વહાણાં વહીગયાંરે.

એક આરે મળીયારે, એક એકના હૈયામાં હરખીયાંરે,
કોણ તમારા નામરે, કેઇ તે નગરીના રાજવીરે.
દશરથનો બેટડોરે, રામચંદ્ર નામરે;
રામચંદ્ર પૂછેરે કોણ રાયની બેટીરે.
કોણ તમારા નામરે, કેઇ તે નગરીનાં રાજવીરે;
જનક રાયની બેટીરે સીતા મારૂં નામરે,
હજી હું છુંરે બાળકુંવારડીરે,
કંકુનો પડોરે નાડાનો છડોરે;
લગન નીરધારી વહેલા આવજોરે.

---

( રાગ—ગીતનો. )

કોણ કોણ શોધવા ગયું'તું- મોટાંની કુંવરી.
દાદા શોધવા ગયા'તા- „
ઉંચા શોધી આણ્યા- „
મન ગોઠે તો પરણો- „
નહિં તો ઉઠી આવો- „
કોણ કોણ શોધવા ગયું'તું- „
કાકા શોધવા ગયા'તા- „
નીચા શોધી આણ્યા- „
મન ગોઠે તો પરણો- „
નહિ તો ઉઠી જાઓ- „

કોણ કોણ શોધવા ગયું'તું- .
મામા શોધવા ગયા'તા- „
કાળા શોધી આણ્યા- „
દીલ ગોઠે તો પરણો- „
નહિં તો ઉઠી જાઓ- „
કોણ કોણ શોધવા ગયું'તું- „
વીરા શોધવા ગયા'તા- „
ધીકા શોધી લાવ્યા- „
મન ગોઠે તો પરણો- „
નહિ તો ઉઠી જાઓ- „

---

( રાગ—ગીતનો. )

સાત સહીયર અમે જળ ભરવા ગયાંતાં,
વચલી સહીયર મહેણાં બોલી ઓ તુળસી;
ધન ધનરે ગંગાને તુળસી બાળકુંવારાં.
આટલી સૈયરોમાં કોણ કોણ કુંવારૂં,
આટલી સહીયરોમાં તુળસીજી કુંવારાં,
ધન્ય ધન્યરે ગંગાને તુળસી બાળ કુંવારાં.
પહેલું તો બેઢું તુળસી રૂમઝુમ લાવ્યાં.
બીજે બેઢે વારો લાગી ઓ તુળસી— ધન્ય૦
તુળસીજીનાં માતા તુળસીને પૂછે,
કહો મારાં તુળસી વારો ક્યાં લાગી— ધન્ય૦

વણ બોલ્યાં તુળસી સોડ તાણીને સૂતાં,
કહો મારાં તુળસી માથાંરે દુઃખ્યાં;
નથીરે માતા મારાં માથાંરે દુઃખ્યાં;
સાત સહીયર અમે જળ ભરવા ગયા'તા.
વચલી સહીયર મ્હેણાં બોલી ઓ તુળશી— ધન્ય૦

તુળસીનાં માતા તુળસીને પૂછે,
કહો મારાં દીકરી ચાંદાનાં માગાં;
ઓ મારી માતા ચાંદા વર ના જોશો.
એક ખાંડો ને બીજું ખાંપણુ ઓ તુળશી— ધન્ય૦

તુળશીના દાદાજી તુળશીને પૂછે.
કહો મારી તુળસી સૂર્યનાં માગાં;
ઓ મારા દાદા સૂર્ય વર ના જોશો.
એક તડકો ને બીજો ભડકો ઓ તુળશી— ધન્ય૦

તુળશીના કાકા તુળશીને પૂછે,
કહો મારાં તુળશી શંકરનાં માગાં;
ઓ મારા કાકા શંકર વર ના જોશો.
એક જોગી ને બીજું જંગલ ઓ તુળશી— ધન્ય૦

વ્રજના તે દેશો દાદા, કૃષ્ણ કુંવારા,
ત્યાં જઇને સગાઇ કરજો ઓ દાદા— ધન્ય૦

( રાગ—ગીતનો. )

દાદે દેશ શોધ્યા ને દેશ માળવે,
દાદે એક ના શોધી ગુજરાત રે સીતા બેન,
તમેરે ગોરાં ને રાયવર શામળા,
જીરે દ્વારિકામાં શ્રી નાથજી શામળા
તે દેખીને મન વાળો રે સીતાજી— તમેરે ગોરાં.
કાકે દેશ શોધ્યા ને દેશ માળવે,
કાકે એકના શોધી ગુજરાતરે, સીતા બેન—તમેરે૦
જીરે નડિયાદ નારણુ દેવ શામળા
તે દેખીને મન વારોરે સીતાજી— તમેરે૦
મામે દેશ શોધ્યા ને દેશ માળવે,
મામે એકના શોધી ગુજરાત રે સીતાબેન—તમેરે૦
જીરે ડાકોરમાં રણુછોડજી શામળા
તે દેખીને મન વાળો રે સીતાજી— તમેરે૦

---

( રાગ—ચાલુ. )

ઉંચી મેડી રાજા રામની, રઢીયાળાં રે મોતી.
લાડી દાદાજીને વીનવે- ,,
કાળા તે વર ના શોધશો- ,,
કાળા તે કુટુમ્બ લજામણા- ,,
ઉંચી મેડી રાજા રામની- ,,
લાડી વીરાજીને વીનવે- ,,

ગોરા તે વરના શોધશો- ,,
ગોરા તે પંડ રોગીલા- ,,
ઉંચી મેડી રાજા રામની- ,,
લાડી મામાજીને વીનવે- ,,
ઉંચા તે વર ના શોધશો- ,,
ઉંચા તે તોરણુ તોડશે- ,,
ઉંચી મેડી રાજા રામની- ,,
લાડી કાકાજીને વિનવે- ,,
નીચા તે વર ના શોધશો- ,,
નીચા તે સહીયર લજામણું- ,,

---

(રાગ—શાખ સાસુજી દે છેરે વહુજી રહો ઢંગે)
હાથી દાંતની ચોરીરે હીરા મોતી રતને જડી;
ત્યાં બેઠાં રાધાજીરે દાદાજીને અરજો કરે.
દાદા એ વર જોજોરે, પીળાં સોનાં અમને ચઢે.
દાદા લીલુડી શણુગારીરે, પીળાં સોનાં લેવા ચાલ્યા;
સામા મળીયા છે રાયવરરે ઠાકોર તમે શીદને ચાલ્યા.
મુજ ઘર દીકરી કુંવારીરે, પીળાં સોનાં લેવા ચાલ્યા,
ઠાકોર પાછાને વળજોરે, પીળાં સોનાં અમે લાવ્યા.
હાથીદાંતની ચોરીરે રતન જડાવ જડી;
ત્યાં બેઠાં રાધાજીરે કાકાજીને વિનતિ કરે,
કાકા એ વર જોજોરે ધોળાં મોતી અમને ચઢે.

ઝાકે લીલુડી શણુગારીરે ધોળા મોતી લેવા ચાલ્યા.
સામા મળીયા છે રાયવરરે ઠાકોર તમે શીદને ચાલ્યા,
મુજ ઘેર ભત્રીજી કુંવારીરે ધોળાં મોતી લેવા ચાલ્યા;
ઠાકોર પાછેરા વળજોરે ધોળાં મોતી અમે લાવ્યાં

---

( રાગ—ગીતનો. )

લાડવાઇ કાને કડી હાથે વીંટી હીરે જડીરે,
લાડવાઈ જઇ બેઠાં છે દાદાજીને ખોળે ચઢીરે;
દાદા વાટ વચ્ચે આવળો રોપાવો,
વેવાઈનો છૈયો દાતણ માગેરે.
દીકરી નથી આપણા મોટા ઘરની રીત;
વેવાઇનો છૈયો ગરજે આવેરે.
લાડવાઇ કાને કડી હાથે વીંટી હીરે જડીરે,
લાડવાઇ જઇ બેઠાં છે વીરાજીને ખોળે ચઢીરે;
વીરા વાટ વચ્ચે સરોવર ખોદાવો.
વેવાઇનો છૈયો નાવણ માગેરે.
બેની નથી આપણા મોટા ઘરની રીત;
વેવાઇનો છૈયો ગરજે આવેરે.
લાડવાઇ કાને કડી હાથે વીંટી હીરે જડીરે,
લાડવાઇ જઇ બેઠાં છે મામાજીને ખોળે ચઢીરે;

માંમાં ચોક વચ્ચે પકવાન પડાવ્યો,
વેવાઈનો છૈયો ભોજન માંગેરે,
ભાણેજ નથી આપણા મોટા ઘરની રીત;
વેવાઇનો છૈયો ગરજે આવેરે.

---

## વર કન્યાની જોડનું ગીત પરણતી વખતે.

( રાગ—રામ લક્ષમણ વનમાં સીધાવતાં )

લાડો લાડી શોભે છે સુલક્ષણા, જુગતે જુગતી મળી જોડ,
છે ચંપાનો છોડ, જોડું જુગો જુગ જીવો
સદ્‌ગુણી ને ચતુર શિરોમણિ, નથી એકમાં આંપણ ખોડ,
કહું વાર કોડ— જોડું જુગો૦
ધન્ય ધન્ય તેણે સમજણ ધરી, બાંધી પૂર્ણ પરસ્પર પ્રીત
રૂડી રસ રીત— જોડું જુગો૦
એની મનહર મંજુલ મુખ છે, જાણે આદિત્ય ઈંદુ ઉદિત,
છે સરસ શોભિત— જોડું જુગો૦
જેવાં ઇંદ્ર ઇંદ્રાણી છે શોભતાં, વરકન્યાનો એવો છે વેશ,
વખાણું વિશેષ— જોડું જુગો૦
જેવી મેઘ ઘટા નભમાં દીસે, એવા કન્યાને શીર શોભે કેશ,
મોતી ગુંથ્યાં બેશ— જોડું જુગો૦
દીસે હાથે ચુડો ગજદંતનો, મહા મૂલનું હેમ મહેલ,
ઓપણીએ ઓપેલ— જોડું જુગો૦

નવ ગ્રહસમ શુભ નવ રંગના, મણિ માણેક જોત્ય જડેલ;
સુઘાટ ઘડેલ— જોડું૦
પીળું સરસ પાનેતર પહેરીયું, હૈયે હીરામણિના છે હાર,
ઓપે છે અપાર— જોડું૦
પગે શોભે છે કલ્લાંને સાંકળાં, ઓપે અણવટ વિંછુવા અધિક,
ઠરીયા ઠીકાઠીક— જોડું૦
કરમાં છલ્લાં વીટીયોને આરસી, એના નંગનું મૂલ અધિક,
ન જાણે વણિક— જોડું૦
લાલે લલિત પીતાંબર પહેરીયું, ખાંધે ધરી છે કાશ્મીરી શાલ,
છે કરમાં રૂમાલ— જોડું૦
હાથે વેઢ અને વાંટીઓ વળી, કાને કનક કડાં તણો તાલ,
તિલક શોભે ભાલ— જોડું૦
નયનો સૌનાં ઠરે જોડું નિરખતાં, જોવા આવી ઉભું આખું ગામ;
સ્ત્રી પુરૂષો તમામ— જોડું૦
સદા રહેજો અખંડ સોહાગણી, દે છે આશિષ દલપતરામ,
કરો રૂડા કામ— જોડું૦

---

( રાગ —ગીતનો. )

જેવી પાટણ રંગાવી એવી ચુંદડી,
મારા નખમાં સમાય તેવી ચુંદડી લાકકડી,
ઓઢોને સાહેબજાદી ચુંદડી.
મારા દાદાજી દેખે દાદીજી દેખે,
કેમ કરી ઓઢું સાહેબ ચુંદડી.

તમારા દાદાના તેડયા અમે આવીયા,
તમારાં માતાની લજ્જા લોપો લાડકડી—ઓઢાને૦
મારા કાકાજી દેખે કાકીજી દેખે,
કેમ કરી ઓઢું સાહેબ ચુંદડી.
તમારા કાકાના તેડયા અમે આવીયા,
તમારી કાકીની લજ્જા લોપો, લાડકડી—ઓઢાને૦
મારા મામાજી દેખે મામીજી દેખે,
કેમ કરી ઓઢું સાહેબ ચુંદડી,
તમારા મામાના તેડયા અમે આવીઆ,
તમારી મામીની લજ્જા લોપો લાડકડી— ઓઢાને૦
મારા વીરાજી દેખે ભાભીજી દેખે.
કેમ કરી ઓઢું સાહેબ ચુંદડી.
તમારા વીરાના તેડયા અમે આવીઆ,
તમારી ભાભીની લજ્જા લોપો લાડકડી— ઓઢાને૦

---

## પરણુતા ગાવાનાં ગીત.

( રાગ—ગીતનો. )

દ્વારકામા વાજીંત્ર વાગીયારે,
ગોમતીજીમાં ગરગડીયાં નિશાન હો ગરગડીયાં નિશાન
જાદવરાય પરણ્યા રુક્ષ્મણીરે. (૧)
ગર્ગાચાર્યે હાથવાળો મેળવ્યોરે,
રૂક્ષ્મણીય દીધું કન્યાદાન હો દીધું કન્યાદાન
જાદવરાય પરણ્યા રૂક્ષ્મણીરે (૨)

પછવાડેથી પહેરામણી મોકલીરે,
ભીમકરાયે અતિશે અપાર હો અતિશે અપાર
જાદવરાય પરણ્યા રૂક્ષ્મણીરે. (૩)

હાથી, ઘોડા, કન્યા કેડે દાસીયોરે,
સુભદ્રાને શોભીતા શણગાર હો શોભીતા શણગાર
જાદવરાય પરણ્યા રૂક્ષ્મણીરે. (૪)

ધૂપ દીપ ધ્વજા સૌને આંગણેરે,
ઘેર ઘેર પુર્યા મોતી કેરા ચોક, હો મોતી કેરા ચોક
જાદવરાય પરણ્યા:રૂક્ષ્મણીરે. (૫)

ઘેર ઘેર ઓચ્છવ અતિ ઘણોરે,
ઘેર ઘેર રોપ્યા કદલી કેરા સ્તંભ હો કદલી કેરા સ્તંભ
જાદવરાય પરણ્યા રૂક્ષ્મણીરે. (૬)

ઓદ્ધવ અક્રૂર વૃષ્ણિ જાદવ ભોજનારે,
અમ ઘેર આપે શ્રીફલ ફોફલ સાર હો શ્રીફલ ફોફલ સાર
જાદવરાય પરણ્યા રૂક્ષ્મણીરે. (૭)

શ્રી કૃષ્ણના સંગાથીને સ્નેહ ઘણોરે,
દેતા બહુ રેવતી રાણી માન હો રેવતી રાણી માન
જાદવરાય:પરણ્યા રૂક્ષ્મણીરે. (૮)

દેવકીજીને આનંદ અતિ ઘણોરે,
વસુદેવને હરખ ન માય, હો હરખ ન માય
જાદવરાય પરણ્યા રૂક્ષ્મણીરે. (૯)

તેને સમે હરખી નિરખી સહુ રહીયેરે,
રઘુનાથ ધોળ મંગળ ગાય હો ધોળ મંગળ ગાય
જાદવરાય પરણ્યા રૂક્ષ્મણીરે. (૧૦)
ગોમતીજીમાં ગરગડીયાં નિશાન હો ગરગડીયાં નિશાન
જાદવરાય પરણ્યા રૂક્ષ્મણીરે. (૧૧)

---

## પરણતાં ગાવાનું ગીત—શ્રી ગુસાંઇજીનો વિવાહ ખેલ.

( રાગ—ચાલુ. )

શ્રીગોસાંઇજીનો વિવાહ ખેલ, શ્રીરે ગોવરધનધારીજી
વારીશ્રી મુખપર જાઉંજી, કરોરે કૃપા પ્રભુજી તમે
શ્રી વિઠ્ઠલવિવાહ તે ગાઉંજી (૧)
એરે વિવાહ વિસ્તારતાં, જો મુખ કાંઇએ કહેવાયજી,
એમ કરતાં કાંઈ હેતથી, દાસલડાને સુખ થાયજી (૨)
એવા કૃપાળ કૃપાનાથજી, કૃપા કરી અમતણી જાણીજી,
આપણી આરત જાણીને, એ વાત ચિતડામાં આણીજી (૩)
હરખ તે હરિવંશ અતિઘણો, માગ્યું તે અમતણું દીજેજી,
વહેલા થાઓરે વિવાહ કરો, વેદ પુરાણે એ થાપ્યુંજી (૪)
આપણી ઇચ્છાએ ઓચર્યા, શિખ હરિવંશને દીધીજી,
જાણ કરો સહુ ન્યાતમાં, વાત વિવાહ તણી કીધીજી (૫)
ઘણુંરે ઘણી ઘેર આવ જા, એરે વિવાહ તણી વાતજી,
પરમ પનોતું છે એ કુળ, પનોતી છે કન્યાની સાડીજી (૬)

પિતારે પનોતો છે જેહનો જેણે લીધી મહાપેરજી,
પ્રગટયા શ્રીપુરુષોતમનાથજી આદર આવશે ઘેરજી. (૭)
કુમકુમ છડા દેવરાવીયા, મોતીના ચોક પુર્યાજી,
પાટ ઢાળોરે પ્રકાસશું, સોહાશણ ગાવારે આવેજી. (૮)
એ રીતે ગીત ગાઇશું પનોતો ભલોરે વેવાઇજી,
તમારૂં પુન્ય છે અતિ ઘણું, પામ્યા શ્રીવિઠ્ઠલવર જમાઇજી. (૯)
સકલશાસ્ત્રની રીતશું, નિત્ય તે ભલી પેરેથાયજી,
વિવાહરે ભલો શ્રીવિઠ્ઠલવરનો માધવદાસ બલીહારીજાયજી. (૧૦)

---

## પદ ૧ લું.

( રાગ—ગીતનો. )

વિવાહ મળીયો શ્રવણ સુણીઓ, હુવો જયજયકાર;
આનંદ વાધ્યો અતિ ઘણો, મન ફુલનો નહિ પાર. (૧)
ઘેર આવ્યા ભલે ભાવ્યા, સગાં સહુ સહુ વાત;
આપણ અતિ બડભાગીઆં, આનંદ અતિ ઘણો ગાત. (૨)
વહુજીએ વ્રજનાથજીને પૂછી ઘણી ઘણી ગત;
આચારજ બોલાવીએ હૈડે તે હરખ અપાર. (૩)
તમારી પ્રીત જોઇ જોઇ મેં જાણ્યું મનમાં એમ;
વિજોગ માં કમળ હાથ આવડું જાણ્યું કેમ. (૪)
મુખે મૃગાનેણી વાણી વદે તે સત્ય;
ગુરુજી તમે છો અતિ ભલેરા પ્રાણનાથ સુરત. (૫)

એજ માગું માવડી મને આપી મુકો આજ.
માયા કરજો મુજને જયમ સરે અમારાં કાજ. (૬)
ગુરુજી શું ગોઠ પૂછી તે તો પ્રભુજીની પેર;
સમાધાન કીધાં ભલાં પછી વીપ્ર વળીયા ઘેર. (૭)
વાત જાણી ચિત્ત આણી માનની મન માંહે;
વિવાહ આદર અતિ ઘણો શ્રીનાથજી છે જેહ. (૮)
એક અમારી વિનંતિ, તમો આવી ધર્મે નાથ;
માધવદાસ બલીહારડે, રોજ સ્થાપો સરત સાથ. (૯)

---

## પદ ૨ જું.

( રાગ—ગીતનો. )

પનોતીએ દીધી છે આશિષજી,
વિવાહ તે કીધો આણેરે માસજી; (૧)
હું એ તમને પૂછું છું ગીરધરજી,
જઇ પૂછો ગોવીંદજી જીઆવરજી. (૨)
જોશીજી તેડાવો મહારાજજી,
એમ કીજે સેવક જનનાં કાજજી. (૩)
જોશીજી ઉતાવળા આવેજી,
જ્યોતીષ સઘળે ડોલાવેજી. (૪)
આવીને દંડવત કીધાજી,
હસ્ત કમળ શિર પર દીધાજી. (૫)

જોશીએ વિચારયું છે મનજી,
જોશી ભણેલો ધન્યધન્યજી. (૬)
જોશીએ જોયું છે વિચારીજી,
પૂછે છે સઘળીરે નારીજી. (૭)
જોશીએ જોયું છે એ રૂડુંજી,
નથી કંઇ આણે માસે કુડુજી (૮)
સંવત સોળ રૂડા વીસજી,
વૈશાખ સુદિ રૂડી છે ત્રીજજી. (૯)
લગ્ન મોકલીયું છે મન રળીજી,
માધવદાસ બલિહારી જાયે વળીવળીજી. (૧૦)

## પદ ૩ જું.

( રાગ—ચાલુ. )

લગ્ન મોકલીયું શ્રીવિઠ્ઠલનાથજી, રૂડો શ્રીવલ્લભજીનો સાથજી;
કૃપા કરો પ્રભુ તમો ઘણીજી, આપ છોજી અમારા મુકુટમણિજી.
કૃપાનાથ મોટા મહારાજજી, એમ કીજે દાસલડાનાં કાજજી;
હરખ્યા તે સુરીનર રાજેજી, માંડવે ગંધર્વ નાચેજી.
માંડવે આદર ઝાઝોજી, દુંદુભિ મધુરડે વાજેજી;
માંડવે મહેલ રચાયજી, વસ્ત્ર અમુલખ રચાયજી.
માંડવે અતિ ઘણો મર્મજી, એ સર્વે વિધિગત કર્મજી;
બેઉ પાસે ગોવીંદજીની નારીજી, માધવદાસ શ્રીમુખપર વારીજી.

## પદ ૪ થું.

(રાગ—ગીતનો.)

વેવાઇ તારો માંડવો સંભાળકે માંડવો સંભાળ રસિકવર સ્મીવયાઃ
સંગે સોહીએ પદ્માવતી નાર કે, આવી ટોળે મળીરે. (૧)
વળી વદે કન્યાજીનો ભાઇ કે, બાઇ કયારે આવશેરે;
શ્રીવૃંદાવનચંદ શ્રીવિઠ્ઠલનાથકે, સાથે રૂડા ભાવશેરે. (૨)
વળી વદે કન્યાજીની માડી કે, કહો રાત કેટલીરે;
સુંદરીને શિખામણ દીજે કે, થઇ રસ ભેટલીરે. (૩)
સુંદરતા માંહે સુખરાસ તો, વદન જુએ વળી વળીરે;
સોહાગણ સાસરે જાય તો, સહીયર વળાવી વળીરે. (૪)
ધન્ય ધન્ય તૈલંગની ન્યાત કે, સંગે બહુ સખીરે;
વહુજીને વળાવીને જાય કે, એ વાત વેદે લખીરે. (૫)
વાટડીમાં વિલંબ ના કીજે તો, હુંજે માગું સહીયેરે;
વળી વળી પંથ નિહાળતો, આપણુ સાથજીરે. (૬)
શ્રીવિઠ્ઠલવરને વેગે વધાવો કે, ઇંદ્ર સોહાશણીરે;
માધવદાસ બલિહાર જાય કે, એ જોડ રૂડી બનીરે. (૭)

---

## સપ્તપદીનું ધોળ.

(રાગ—રામલક્ષ્મણ વનમાં સીધાવતાં.)

શાસ્ત્રવિધિથી સપ્તપદી વિનવી, કરૂં પ્રતિજ્ઞા વારંવાર;
કહે છે કન્યા કંથને.

સત્ય વચનો મુખ થકી ઉચરૂં, પ્રેમે કરીને તેનો સ્વીકાર;
કહે છે કન્યા કંથને, (૧)
સુખ દુઃખ તમ સંગ રહી ભોગવું, સદા સેવા પરાયણ ચિત્ત;
કહે છે કન્યા કંથને. (૨)
જ્યાં તમે ત્યાં હું રહું સાથમાં પ્રથમ પદે એ સત્ય પ્રતીત;
કહે છે કન્યા કંથને (૩)
બાલ વૃદ્ધને આમ કુટુંબનું, હું છું રક્ષણ કરવા તૈયાર;
કહે છે કન્યા કંથને (૪)
નિત્ય રહું સંતોષી યથા સ્થિતિમાં, બીજે પદે એ સત્ય ઉચાર;
કહે છે કન્યા કંથને (૫)
ત્રીજે પદે પરાયણ ભક્તિમાં, રહી વદીશ મધુર વચન;
કહે છે કન્યા કંથને. (૬)
આપ સ્વેચ્છાનુકુળ હું અનસરૂં, જેથી રહેશો નિત્ય પ્રસન્ન;
કહે છે કન્યા કંથને. (૭)
તમ અંતરના દુઃખે થાઉં હું દુઃખી, સુખાદિકમાં છું ભાગીદાર;
કહે છે કન્યા કંથને (૮)
સદા આજ્ઞા પાળીશ અતિ સ્નેહથી, ચોથી પ્રતિજ્ઞા છે નિરધાર;
કહે છે કન્યા કંથને (૯)
શુચિસ્નાતા થઇને ૠતુ કાલમાં, ક્રીડીષ્યામિ પ્રિયતમ સાથ;
કહે છે કન્યા કંથને (૧૦)
અન્ય સબંધ સ્વપ્ને નહિ આચરૂં, સત્ય પ્રતિજ્ઞા પંચપદે નાથ;
કહે છે કન્યા કંથને. (૧૧)

સર્વ વ્યાપક વિષ્ણુ અત્રે સાક્ષીએ, ધર્મ નહિ ભૂલું કહીએ લગાર;
કહે છે કન્યા કંથને (૧૨)
સાનુકુલ છઠ્ઠે રહું આપની, વધે પ્રીતિ ઉભયની અપાર;
કહે છે કન્યા કંથને (૧૩)
ધર્માદિ ભક્તિ યજ્ઞ શુભ માર્ગમાં, વારંવાર કરીશ સ્વામી સહાય;
કહે છે કન્યા કંથને (૧૪)
મારાં સર્વાંગ યોજું આપ અંગમાં, સપ્ત પદે છે ધ્રુવ પ્રતિજ્ઞાય;
કહે છે કન્યા કંથને (૧૫)
હવે અર્ધાંગના થઈ આપની, ધ્રુવ દંપતી થયાં નરનાર;
કહે છે કન્યા કંથને (૧૬)
શાસ્ત્રતણાં વચનો દાસ વીનવે, નથી અસત્ય એમાં લગાર;
કહે છે કન્યા કંથને. (૧૭)

---

## સપ્તપદીનાં ગીત.

### પહેલું પગલું

( રાગ—ગુલાબવાડી ચોટા વચ્ચે રોપીરે. )

સપ્તપદીના સુણો સલુણા ભાવોરે;
પ્રેમયજ્ઞનો લ્યોને અલૌકિક લ્હાવોરે.
પ્રેમયજ્ઞમાં ગાંઠો ઉરની સાચીરે;
પ્રેમ જોડી આ સદા પ્રભુમાં નાચીરે.
બેઉ આપે છે વચન પરસ્પર આજેરે;
એક બની બેઉ મહાલીશું વ્રજરાજેરે.

સેવા સ્મરણ સ્યામનાં સાથે કરશુંરે;
એ સેવાએ હરિને ચરણે ઠરશુંરે.
સોપીશું સૌ પ્રભુજીને ઉમંગેરે;
સાચવશે સૌ સોંપ્યું હરિ આનંદેરે.
લૌકિક વૈદિક સૌ સાચવશે શ્રીજીરે;
પોષણ આપણાં પ્રભુજી કરશે રીઝીરે.
નિમિત્ત બનીને આપણ બન્ને રહીશુંરે;
પ્રભુ રાખશે તેવી રીતે રહીશુંરે.
સદા રહીશું સમતા રાખી સાથેરે;
કિંકરી પીશું પ્રભુપ્રેમરસ સાથેરે.

---

( રાગ—ચાલુ. )

બીજે પગલે બોલે છે બેઉ વાણીરે;
એક બીજાનાં મનડાં લીધાં જાણીરે.
માન રાખીશું એક બીજાનાં બેઉરે;
પડયા ગુન્હાઓ સાંખીશું તતખેવરે.
અમૃત નજરે એક બીજાને જોશુંરે;
નિર્દોષ લહેરે મનનાં દુખડાં ખોશુંરે.
કિંકર કિંકરી પ્રભુજી કેરાં બનશુંરે;
એક બીજાની ફરજો ધરશું મનશુંરે.

( રાગ—ચાલુ. )

ત્રીજે પગલે બોલે રસિયાં આજેરે;
મહાલીશું બેઉ સદા અલૌકિક સાજેરે.
વ્રત ઉત્સવ બેઉ સાથે આપણુ કરશુંરે;
પ્રભુના ભાવે વ્રત ઉત્સવ આચરશુંરે.
અનન્ય વ્રત એક અન્યાશ્રય નહિ કરીએરે;
ઉત્સવ એટલે ઉત્સાહે સૌ કરીએરે.
ઈંદ્રિયો સૌ વશ કરવી વ્રત એકરે;
કિંકરી સૌને પ્રભુની કરવી છેકરે.
પ્રભુ વગર નવ આશા કરવી કોનીરે;
જીવન કેરૂં વ્રત આપણું માનીરે.

રાગ—ચાલુ.

ચોથે પગલે બોલે રસિલી જોડીરે,
રસસાગરમાં રમશું ચિતડાં જોડીરે.
સુખડાં માંહે સાથે લહેર કરાશુંરે;
દુઃખડાં માંહે આશ્વાસનથી ઠરીશુંરે.
સુખડાં એ તો પ્રભુજીના સંયોગરે,
દુઃખડાં એ તો પ્રભુજીના વિયોગરે.
વૈભવ એટલે પ્રભુના અનુભવ ખાસરે,
જીવનકેરા લ્હાવાનો ત્યાં વાસરે.
કિંકર કિંકરી પ્રભુમાં રહેશું મસ્તરે;
વૈભવ તેમાં આવી ગયા સમસ્તરે.

રાગ—ચાલુ.

પાંચમે પગલે બેઉ બોલે રસભેરરે;
નવા સંબંધે આવી છે કંઈ લહેરરે.
આપણું સર્વે પ્રભુજી કેરૂં ખાસરે;
સર્વે ચીજો પ્રભુજીની છે દાસરે.
પ્રભુની સેવા માટે સૌ સાચવશુંરે;
હરિ ગુરુ વૈષ્ણવની સેવામાં ધરશુંરે.
કોઈ ચીજપર મમતા ધરશું નાહિરે;
મમતા ધરશું એકજ પ્રભુની માંહીરે.
હરિ ગુરુ વૈષ્ણવ સેવામાં વપરાશેરે;
તેજ ચીજોનાં ભાગ્યો સાચાં થાશેરે.
કિંકર કિંકરી કેરી પ્રતિજ્ઞા એકરે;
સેવામાં સૌ સમર્પવું વિવેકરે.

---

( રાગ—ચાલુ. )

છઠ્ઠા પગલે વરકન્યા બેઉ બોલેરે;
ઉમળકાથી મનના પડદા ખોલેરે.
સેવાભાવે કાર્યો સર્વે કરીશુંરે;
સૌ કાર્યોના સંબંધ વિઠ્ઠલવરશુંરે.
સર્વે અલૌકિક બનશે આપણાં કામરે;
એ અર્પણથી રીઝશે શ્રીઘનશ્યામરે.

સેવા કરશું પણ આશા નવ કાંઈરે,
કાર્ય કરીશું ફળ આશા નહિ કાંઈરે.
કિંકર કિંકરી નિષ્કામ કામો કરશુંરે;
હરિચરણમાં અમર બનીને ઠરશુંરે.

---

( રાગ—ચાલુ. )

સાતમે પગલે વચન વદે બેઉ સાથેરે;
ધર્મધ્વજાઓ ધારણ કરીને હાથેરે.
દીનના ઉપર દયા કરીશું ખૂબરે;
પ્રભુનું ઘર છે માટે રહી મગરૂબરે.
પ્રભુની સાથે સદા રહેવું એ ધર્મરે;
દૂર પ્રભુથી ખસવું એજ અધર્મરે.
પ્રભુમાંહે મન ધરવું એ છે પુણ્યરે;
પ્રભુથી ચિત્ત દૂર કરવું એ છે પાપરે.
દાન દયા સૌ પ્રભુ સંબંધે સાચીરે;
પ્રભુ વગરની સઘળી વાતો કાચીરે.
જીવન વેલી કેરૂં ફળ એક શ્યામરે;
કિંકર કિંકરી બની જવાનું કામરે.
સારૂં નરસું સર્વ હરિની પાસેરે;
દીનતાથી બેઉ ધરશું હોંસે હોંસેરે.
સપ્તપદીની મહા અલૌકિક વાતોરે;
કિંકર પ્રેમે શ્રીહરિના ગુણ ગાતોરે.

---

## લગ્ન યજ્ઞનો હેતુ.

( રાગ–ગુલાબવાડી ચોટા વચ્ચે રોપીરે )

લગ્ન યજ્ઞના હેતુ સુણજો આજેરે;
પાવન પગલાં પ્રભુજીનાં ઘેર રાજેરે.
સેવાભાવે કામ સકળ બેઉ કરજોરે;
એક કરીને પ્રભુ ચરણે ચિત્ત ધરજોરે.
અહંતા મમતા તદ્દન કરજો ત્યાગરે;
દોષ ન જોશો કોઇના શાણી જોડીરે.
દોષ દૃષ્ટિએ કમાશો નહીં એક કોડીરે;
નિર્દોષ નજરે જગ આખું આ જોજોરે.
રમી પ્રભુમાં માણો અલૌલિક મોજોરે;
દયા દીનતા એકે પળ નવ છોડોરે;
પ્રભુ દયાળુ પુરશે તમારા કોડોરે.
સૌની સાથે સંપ સાચવી રહેજોરે;
બની શકે તે સહાય બધાને દેજોરે.
સુખદુઃખ માંહે સમતા ધરજો સાચીરે;
સુખદુઃખ એતો પ્રભુજી કેરી બાજીરે.
સુખ દેખીને કદીએ નવ છલકાશોરે;
દુઃખના ડુંગર દેખી નવ ગભરાશોરે.
સુખ દુઃખ એ તો મનની માનો ચીજરે;
મોટા મનથી કરી જુઓ તજવીજરે.
કિંકર કિંકરી પ્રભુજી કેરાં બનજોરે,
ભક્તિ નાવે સંસાર સાગર તરજોરે.

## સપ્તપદી.

( રાગ—સુરત શહેરના સોની તેડાવોરે. )

મંગળ લગ્ન પ્રસંગનો સારરે, તેનાં વર્ણન કરૂં હું આ વારરે
વેદ શાસ્ત્રમાં જેની છે રીતરે, તેને પ્રગટ કરૂં શુભ પ્રીતરે.
પ્રથમ વર બોલે કન્યાને એમરે, સાત ડગલાં ભરી ધરી પ્રેમ
સુણી ભાવી પતિની વાણીરે, ભરે ડગલાં તે શાસ્ત્ર પ્રમાણીરે
પહેલે પગલે તે બોલે નારીરે, થઈશ આપ તણી સહચારીરે
સુખ દુઃખમાં ભાગ લઈશરે, નિત્ય શરણે તમારે રહીશરે.
બીજે પગલે બોલે એ રીતરે, પોષણ કરીશ સકળનું પ્રીતરે
સાસુ સસરા ગણીને દેવરે, ભાવ ધરીને કરીશ તેમની સેવરે.
જેઠાણીની પણ આજ્ઞા પાળુંરે, આપણાં બાળને નિત્ય સંભાળું
સારા નરસાનું રાખીશ ભાનરે, ગૃહકાર્યમાં રાખીશ ધ્યાનરે
ત્રીજે પગલે તે બોલે બાળારે, હું તો ગણીશ તમને વહાલા
ભક્તિ અખંડ કરીશ તમારીરે, મીઠી વાણી વદીશ ઘણી સારી
ચોથે પગલે પછી એમ બોલેરે, નહિ ગણું કોઈને આપની તોલે
પીડા થતાં પીડાઉં અંગેરે, તમ આજ્ઞા પાળું રહી સંગેરે.
પાંચમે પગલે તે બોલે વિચારીરે, તમે સુણજો પતિજ્ઞા મારી
મારા ધર્મમાં આવીશ જ્યારેરે, શુદ્ધ ભાવથી સેવીશ ત્યારેરે
પરપુરુષ ગણું ભાઈ બાપરે, કદી મનથીએ કરીશ ન પાપરે
છઠ્ઠે પગલે ધરીને ઉમંગરે, બોલે વાણી મધુરી રંગરે.
થઈ પ્રીતિ છે આપણી સાચીરે, હવે વાત રહી નવ કાચીરે;
તેનું કારણ એક અનુપરે, થયા સાક્ષી શ્રી વિષ્ણુ સ્વરૂપરે.

છેલ્લે પગલે પછી એમ બોલીરે, નિજ અંતરને ખૂબ ખોલી
શુભ કાર્યમાં સહાય કરીશરે, ધર્મ કરતાં કદી ન ફરીશરે.
ધન મેળવશો તમે જ્યારેરે, તેનું રક્ષણ કરીશ હું ત્યારેરે;
શુદ્ધવાસના પુરી કરીશરે, હરિભક્તિમાં પ્રેમ ધરીશરે.
સાત પગલાનું વર્ણન જે ગાયરે, તેનો પતિમાં પ્રેમ બંધાયરે
દામોદર કરે વર્ણન પ્રીતેરે, સર્વ ગાઇને રાખજો ચિત્તેરે.
વેદ શાસ્ત્રની આજ્ઞા જે પાળેરે તેને જગતનો નાથ સંભાળેરે

---

## ચાર મંગલ વરતવા વિષે.

( રાગ—ગીતનો. )

પંચની સાક્ષીએ પરણીઆંરે, પુરો પરસ્પર પ્રેમ—
મંગળ ગાય માનની.
શાસ્ત્ર પ્રમાણે વિધિ કરીરે, કુળ વંશપરંપરા જેમ—મંગ
ગુરૂના વચન પ્રમાણથીરે કર્યા ઉત્તમ આચાર—મંગળ ,,
સગા સ્નેહીની સાક્ષીરે, વળી વરત્યાં છે મંગળ ચાર—,,
પહેલું મંગળ એમ વરતીયુંરે, અંતર હરખ અપાર—,,
મનડાં પરસ્પર મેળવીરે, વરકન્યાએ કીધો કરાર— ,,
કન્યા કરાર એવો કરેરે, સ્વામી હું તમ પત્ની સદાય—,,
શુભ ચિંતન કરી કંથનુંરે, સર્વ કામમાં કરીશ સહાય—,,
સ્વામી કહે હું પૂરણ સ્નેહથી, પાળીશ દેહ પર્યંત—,,
જમાન શ્રીજગદીશ છે રે, જો ન પાળું પ્રતિજ્ઞા અત્યંત—,,
બીજું મંગળ હવે વરતીયુંરે, એનો અરથ છે અતોલ—,,
કુળદેવને વચમાં કરીરે, કર મેળવી લીધો છે કોલ—,,

ત્રીજુ મંગળ ત્યાં વરતીયુંરે, એનો અરથ છે અતોલ–,,
સુરજ ચંદ્ર સાક્ષી છેરે, ધાડી અંતર પાડી ગાંઠ– ,,
ચોથું મંગળ જ્યારે વરતીયુંરે, હદ વાળી ત ઠાર–,,
દલપત કહે બન્ને મળીરે, રાખ્યા સાક્ષી શ્રીસર્જનહાર–,,

## કન્યા પરણતી વખતે ગાવાનું સપ્તપદી.

( રાગ—રામલક્ષ્મણ વનમાં સીધાવતાં. )

ત પગલાં ભરે છે સોહાગણી, એમાં અરથ છે ઉંડો અતોલ,
ઇશ્વર એમાં સાક્ષી છે.
ાલે પગલે પ્રતિજ્ઞા પતિ કરે, જે હું બોલું તે પાળીશ બોલ. ઇ૦
ઙલે પગલે પ્રિયાને પતિ કહે, ખાનપાન પોષણ હું કરીશ. ઇ૦
જે પગલે કંથ કહે કોડથી, મારે ઘેર તું માન પામીશ. ઇ૦
જે પગલે કહે તને ત્યાં થશે, વ્રત ઉત્સવ હરખ અથાગ. ઇ૦
થે પગલે કહે ચતુરા સુણો, મારા વૈભવમાં તારો ભાગ. ઇ૦
ી પાંચમે પગલે પતિ કહે, મારા ઢોર ઢાંખર તું સુંભાળ. ઇ૦
; પગલે કહે તારો અંશ છે; મારૂં જે જે કાંઇ ધનમાલ. ઇ૦
ી સાતમે પગલે સ્વામી કહે, ધર્મ કર્મમાં કરજે સહાય. ઇ૦
ી ધર્મમાં પણ તારો ભાગ છે, મારી અર્ધાંગના તું સદાય. ઇ૦
ી હસ્ત ગ્રહણ સ્વામીએ કર્યો, માગી ઇશ્વર પાસે આશિષ. ઇ૦
ચ બાળક પ્રભુ આને આપજો, સુખ પામજો દિવસ ને નિશ. ઇ૦
રાં માત પિતા ભાઇ બેનનો, થજે રંજનકારી સદાય. ઇ૦
રી મરજી પ્રમાણે તું ચાલજે, તારી પૂર્ણ કરીશ ઇચ્છાય. ઇ૦
ર તારો દેખીને કન્યા કહે, જેવો અચળ ઠર્યો આ ઠામ. ઇ૦
તિકુળમાં અચળ એવી હું થઇ, દેખી રાજી થયા દલપતરામ. ઇ૦

# તુલસીજીનો વિવાહ.

રાગ—ગીતનો.

પંચ શબ્દે વાજીંતર વાજીયાંરે, માનિનીઓ ગાય મંગળ ગીત;
ત્રિકમરાય પરણે તુળસીરે.
મારે મોહન વર પધારીયારે, કનકાસને પધરાવ્યા કરી પ્રીત;
ત્રિકમરાય પરણે તુળસીરે.
વરૂણીમાં વિપ્રને વરાવીયારે, તેડાવ્યા છે ભીમક પત્ની સહિત;
ત્રિકમરાય પરણે તુળસીરે,
રે ચોરી મધ્યે આવી બેઠાં બેઉ જણાંરે, બ્રહ્મા મંત્ર ભણે રૂડીરીત;
ત્રિકમરાય પરણે તુળસીરે.
રે ભીમકરાયે ગણેશ પૂજન કીધલાંરે, અર્ઘ્યબંધન આપ્યું વરનેહાથ;
ત્રિકમરાય પરણે તુળસીરે.
રે અર્ઘ્ય આપી મધુપર્ક આપીએરે, ચરણ પખાલી નીરખી હાથ;
ત્રિકમરાય પરણે તુળસીરે,
રે ભીમકરાયે ધોયા પગ કન્યાતણારે, રત્ન જડીત આપ્યા અલંકાર;
ત્રિકમરાય પરણે તુળસીરે.
રે પીતાંબરે અંતરપટ કીધલાંરે, વરકન્યા વચ્ચે અતિઆશ,
ત્રિકમરાય પરણે તુળસીરે,
રે કન્યાએ તે વરમાળા પ્રીતશુંરે, નાખી હરિને કોટે કરી પ્યાર;
ત્રિકમરાય પરણે તુળસીરે.
રે વરકન્યાના નાડા ગાંઠ બાંધીયારે, કરાવ્યા છે ગોત્રના ઉચ્ચાર;
ત્રિકમરાય પરણે તુળસીરે.

રે વરકન્યનો હાથેવાળો મેળવ્યોરે, ભીમકરાયે આપ્યાં કન્યાદાનરે;
ત્રિકમરાય પરણે તુળસીરે.
રે લાખ ગાયો સોનું રત્ન ભૂષણુરે, આપ્યાં હરખ સહિત દાન;
ત્રિકમરાય પરણે તુળસીરે.
રે સ્વસ્તિ વાચન કરી હોમ કીધલાંરે, મંગળ ફેરા ફરે હરિરાય;
ત્રિકમરાય પરણે તુળસીરે.
રે મૂર્તિમાન વેદ મંત્ર ઉચરેરે, અપસરા નાચે ગંધર્વ ગાય;
ત્રિકમરાય પરણે તુળસીરે.
રે દેવતાઓ દુંદુભિ વગાડીયારે, રૂડે સ્વરે ગાય ત્રિયાવૃંદ;
ત્રિકમરાય પરણે તુળસીરે.
રે સુરપતિ પુષ્પની વૃષ્ટિ કરેરે, નીરખી બલીહારી પ્રેમાનંદ;
ત્રિકમરાય પરણે તુળસીરે.

---

## મંગળ ફેરામાં ગાવાનાં ગીત.

( રાગ-નહિ પરણાવું રાધા શ્રીકૃષ્ણને )

નમું પ્રભુજીને કરજોડરે, મંગળ ફેરા ફરે જુગલ જોડરે,
એમના પ્રભુજી પુરશે કોડરે,
જુગલ જોડી મંગળ ફેરા ફરે.
મંગળ એક પ્રભુ રસ ધામરે; મંગળ બીજું પ્રભુજીનું નામરે;
ત્રીજું મંગળ સેવાનું કામરે— જુગલ૦
ચોથું મંગળ અર્પણ ઈશને, સર્વ સોંપવું શ્રી જગદીશને,
પ્રભુ ચુકવા નહિ નિમિષને— જુગલ૦

બેઉ વરમાળાએ મળી ગયાં, માળા પહેરીને એક બની ગયાં,
પ્રેમ ગાંઠથી એકજ થઇ ગયાં— જુગલ૦
વરે કન્યાનો કર લીધો હાથમાં, ચાલ્યાં સાથે બેઉ પ્રેમપાથમ
રમશે બેઉ સાથે વ્રજનાથમાં— જુગલ૦
પ્રાણુ એકને જુદી બે દેહડી; એક બન્યાની આજ સુંદર ઘ
આજે પૂર્વેની પ્રીતિઓ થઇ ખડી— જુગલ૦
અમર જોડી આજે એક થાય છે, ચાર યુગના સંબંધ જોડાય
તેથી ચારજ મંગળ ફેરાય છે— જુગલ૦
આત્મા કેરા અમર સંબંધ છે, પ્રભુ સાક્ષીમાં પ્રેમના બંધ
સદા આત્મિક પ્રેમીને આનંદ છે— જુગલ૦
ધર્મ સંબંધ અચળજ છે સદા, ક્ષણુ અળગા નવ રહે કદા,
સાક્ષી પ્રભુ અને સહુ દેવતા— જુગલ૦
સાકર ગળપણુ જેમ જુદાં નથી, તેમ વરને કન્યા જુદાં નથ
કહીએ વારે વારે હવે શું કથી— જુગલ૦
લગ્ન કરીને લગન પ્રભુતણી, હવે રાખજો ઉરમાં અતિ ઘણી,
કિંકર કહે છે ધરી મન લાગણી— જુગલ૦

---

( રાગ—ગરબી. )

શશીના રાસો આકાશમાંરે લોલ;
ચંદ્રિકાની મંડળીઓ સાથ-રસચારિણીરે લોલ—શશીના૦
તારલીઓ તનક તનક નાચનીરે લોલ;
વચ્ચે રાખીને શશીનાથ-રસચારિણીરે લોલ—શશીના૦

વ્રજના તે રાસો એણે નિરખ્યારે લોલ;
કુમારિકાઓ ગોપી સંગ-રસચારિણીરે લોલ—શશીના૦
નિરખી છ માસ સ્થિર થઈ ગયોરે લોલ;
લાગી ગયો રાસ રંગ-રસચારિણીરે લોલ—શશીના૦
તારલીના મંડળો તેવડ્યાંરે લોલ;
ગોઠવીને માંડયો રૂડો રાસ-રસચારિણીરે લોલ—શશીના૦
પશ્ચિમે રાસ રૂડો ચાલીઓરે લોલ;
લીલાની લહેરો લુંટે ખાસ-રસચારિણીરે લોલ—શશીના૦
અચળ અમૃત રાસો ઇશનારે લોલ;
અચળ શશીના એવા રાસ-રસચારિણીરે લોલ—શશીના૦
વરકન્યા જાણે મંગળ ફરેરે લોલ;
એવા અનુભવો થાય-રસચારિણીરે લોલ—શશીના૦
ચાર મંગળ ચાર યૂથનાંરે લોલ;
પરણે ત્યારે તો વરતાય-રસચારિણીરે લોલ—શશીના૦
ક્ષિતિને નિરખી આવે ઓરતારે લોલ;
ક્યારે પુરાશે એવી આશ-રસચારિણીરે લોલ—શશીના૦

---

## પરણતી વખતે ગાવાનું ગીત.

( રાગ-લીલી ઘોડીને પીળાં જરદ પલાણ છે. )

ચઢયે ઘોડે વ્રજરાજ પધાર્યા;
રૂપે કોટિક કામ લાજે, પરણોને ગોરી છેલ છબીલી.
શીરે મુકટ એમણે મોઘેરો મૂક્યો;

કલગી મયુર પિચ્છ છાજે—પરણોને ગોરી છેલ છબીલે
કાને કુંડળ કોટિ સુરજની જ્યોતિ;
ઉરમાં થશે અજવાળાં— પરણોને....
ભાલ કસ્તુરિકા તિલક રૂડાં;
તેજો ભાલનાં રઢિયાળાં— પરણોને....
ખિટલીયાળ રૂડા કેશો સોહાગી;
અલક લટે લેહ લાગી— પરણોને....
કોટે શોભે રૂડી વિજયંતી માલા;
ગુંજાની માલા સોહાગી— પરણોને....
કટિ મેખલા એમની કેડરે શોભે;
મનડાં તે નીરખીને લોભે— પરણોને....
ચરણોમાં નુપુર ને ચંદન ચાખડીઓ;
સુર સુગંધે મન લોભે— પરણોને....
પીળાં પીતામ્બર પ્રીતિનાં પહેર્યાં;
તમારા પર પ્રીત ઝાઝી— પરણોને....
કિંકરીઓ તમને વિનતિ કહે છે;
આવી છે પરણ્યાની બાજી— પરણોને....

---

## બેનના શરીરની દિવ્યતા.

( પરણતાં ગાવાનું. )

( રાગ—ઇશ્વર પાર્વતી વાદે વદે છે. )

બેનનું અંગ જાણે પ્રભુજીના બાગો;
જગને ઝુલાવે એવા બેનના ત્યાગો.

ચોરી વચ્ચે બેને સર્વસ્વ સોંપ્યું;
ત્યાગોનું તેજ બેનને રૂંવે રૂંવે વ્યાપ્યું.
બેનની આંખ જાણે અમૃતનો કુંપો;
બેનને શિરે રસ ફુલડાંના ખુંપો.

બેનની નજર જાણે અમૃતની હેલી;
બેન બેસે સદા પ્રભુને અઢેલી;

બેનના કાન અમૃત પીવાના પડીયા;
અમૃતરસ પીવા પ્રભુજીએ જડીયા.

એ પડીઆએ કથા અમૃત પીશે;
બેનનું મુખ કોમળ કમળશું દીસે.
બેનને ભાલે છે કંકુની પીયળ;
બેન સાચવવાનાં પ્રભુજીનાં શીયળ.

બેનનું ભાલ જાણે ભક્તિની જ્યોતિ;
બેની સદાય વાટ પ્રભુજીની જોતી.
બેનનું ઉર જાણે વિશાળ દરીઆ;
એ દરીઆ સદા પ્રભુ રસે ભરીઆ.

બેનની જીભ જપ યજ્ઞની ચોરી;
બેન દીપે જાણે વ્રજની કિશોરી.
બેનની વાણી જાણે શ્રુતિની વાણી;
કિંકરી બેન સાચી પ્રભુજીની જાણી.

---

( રાગ—ચાલુ. )

પ્રભુજી બિરાજે છે બેનને માથે; બેની રમે સદા પ્રભુજીની સાથે.
બેનીના કેશો જાણે નાગોની ફેણી; બેને ગુંથાવી છે સુંદર વેણી
બેનીના કેશ રૂડા રંગે છે શ્યામ; કેશે કેશે વસે શ્રીઘનશ્યામ
કેશો રંગે શ્યામ તેથી દીસે છે; મોતી ને ફુલડાં એ વેણી વિષે છે
ફુલડાંની માળાઓ વેણીમાં પહેરી; જાણે પ્રભુજી છે માળાના લ્હેરી
બેનીના કેશ દેખી શેષજી સંતાયા; પાતાળમાં પેસીને છાના ભરાયા
પ્રભુજી પોઢે તેથી શેષ રંગે શ્યામ; બેનીના કેશ પર પોઢેછે શ્યામ
શેષ ને કેશ રંગે તેથી છે સરખા; બેની મારી પ્રભુ રસમાં તું હરખા
કિંકર તારા છે સૌ દેવ આજે; આજે પધારો બેની પુણ્યનાં રાજે

---

( રાગ—ચાલુ. )

## પરણતાં ગાવાનું-આભૂષણ.

દાનનાં કંકણ બેનને હાથે;
બેનનાં મન સદા પ્રભુની સાથે.
ચતુરાઈના ચુડલા બેનના કરમાં;
બેનની પ્રીતિ સદા શ્રી નટવરમાં.
પ્રેમની પાટલીઓ બેને છે પહેરી;
બેન સદા સદા સેવાનાં લહેરી.
કોડનાં કડાં બેને બેઉ કરે ધરીયાં;
બેની મારી અમર વરનેરે વરીયાં.

દીનતાની દોરીએ મીંઢળ બાંધ્યાં;
દયા તણાં માંય ગાંઠણુ ગાંઠયા.
રસિકકલાનાં બેને કલ્લાંરે પહેર્યાં;
પુણ્યનાં ફૂલ આજે અવનીપર વેર્યાં.
વહાલ તણી બેને વાળીઓ ઘાલી;
બેનને મળીઆ છે શ્રીવનમાળી.
હરખ તણાં બેને એરીંગ ધરીયાં;
બેનનાં ઉર સદા હરિ રસે ભરીયાં.
પ્રેમ બંધન કેરી બંધીરે પહેરી;
બેન સદા પ્રભુ રસનાંરે લહેરી.
સંતોષની બેને તુસીઓ ઘાલી;
બેની પ્રભુજીને છે અતિ વહાલી.
મોહનની મોહન માળાઓ પહેરી;
બેન સદા પ્રભુ વ્રતનાંરે લહેરી.
લજ્જા તણાં બેને લોકીટ ધરીયાં;
બેનીએ કુળમાં અજવાળાંરે કરીઆં.
બેની દીસે જાણે વ્રજની કુમારી;
કીધી કીંકરીએ શ્રી વ્રજવરની યારી.

---

## પરણતાં ગાવાનું ગીત.

( રાગ—બેની હાયડોરે. )

અમારાં જીવન છે મહા પુણ્ય— બેની સાંભળો રે.
અમને લાગી પ્રભુની ધૂન— ,,
અમારા પ્રભુજી પ્રાણાધાર— ,,
અમારા બેઉના એ છે યાર— ,,
અમે તો કરશું પ્રભુમાં લહેર— ,,
અમારા ઉપર પ્રભુની મહેર— ,,
અમારાં જીવન છે જગદીશ— ,,
અમારાં હરિચરણોમાં શીશ— ,,
અમોને ડર કહો શાનો હોય ?— ,,
અમને કરી શકે શું કોઇ ?— ,,
અમને અડશે નહિ સુખ દુઃખ— ,,
અમારૂં સેવા એ છે સુખ— ,,
અમને ગમે પ્રભુનુંજ મુખ— ,,
એના વગરનું સઘળું દુઃખ— ,,
ચલવશું ભક્તિમય વ્યવહાર— ,,
રહેશે સદા પ્રભુશું તાર— ,,
કિંકરી વિનવે પ્રભુને રોજ— ,,
આપો આપ તણી શુભ મોજ— ,,

---

( દીલ ગોદે તો પરણો મોટાંનાં કુંવરી—એ રાગ )

આજે મહુરત મીઠાં—ઓ ડાહ્યાં દીકરી.
તમ માટે આ દીઠાં—ઓ ડાહ્યાં દીકરી.
આવ્યા જો આ હરિજી—ઓ૦ પરણો હોય જો મરજી—ઓ૦
કોઇનો ભય નવ હોયે—ઓ૦ તેને પ્રીત કરાયે— „
કરે રૂડી જે રક્ષા—ઓ૦ સ્વામીની દો દીક્ષા— „
પ્રભુને નિર્ભય જાણો—ઓ૦ અભય સદા વ્રજરાણો— „
માટે પરણો હોંસે—ઓ૦ ભવનાં દુઃખડાં નાસે— „
રાત્રિ આ રઢિયાળી—ઓ૦ હરિ સંગે દ્યો તાળી— „
આ મહુરત નહિ આવે—ઓ૦ સાધો પૂર્વના દાવે— „
ઇશ્વર સાથે રમવું—ઓ૦ કોઇ થકી નવ ડરવું— „
ડર્યે કેમ પાલવશે—ઓ૦ જીવન નિષ્ફળ જાશે— „
કિંકરી બન તું આજે—ઓ૦ કહ્યું શ્રીવલ્લભ રાજે— „

---

( રાગ—જેવી પાટણ રંગાવી એવી ચુંદડી. )

કુંવરી ઓઢોને અંમર ચુંદડી,
તમારાં તનને સોહાય એવી ચુંદડી મહામીઠડી,
ઓઢોને કુંવરી અંમર ચુંદડી.

પહેરાવો મુજને અંમર ચુંદડી,
મારાં મનને સોહાય એવી ચુંદડી મહામીઠડી;
પહેરાવો મુજને અંમર ચુંદડી.

તમારાં મનડાંમાં મ્હાલે એવી ચુંદડી,
તાપો સમાવે એવી ચુંદડી મહામીઠડી,
ઓઢોને કુંવરી અંમર ચુંદડી.
આપે ગૃહરાજ્ય આજે ચુંદડી,
રાજ્યાભિષેક કરતી ચુંદડી મહામીઠડી;
પહેરોને કુંવરી અંમર ચુંદડી.
રાત્રિ રૂડલીની યાદી ચુંદડી,
મહુરત મીઠાંનાં સમરણ ચુંદડી મહામીઠડી;
કુંવરી ઓઢોને અંમર ચુંદડી.
ત્યાગોની લહેરો રૂડલી ચુંદડી,
પ્રભુજીની મહેરો એવી ચુંદડી મહામીઠડી;
ઓઢોને કુંવરી અંમર ચુંદડી.
અર્પણનાં ઓઢણ રસભર ચુંદડી,
રસ તારે ગૂંથી એવી ચુંદડી મહામીઠડી;
કુંવરી ઓઢોને અંમર ચુંદડી.
કિંકરી બનવાની બેની ચુંદડી,
મોંઘી સેવાનાં દાનો ચુંદડી મહામીઠડી;
કુંવરી ઓઢોને અંમર ચુંદડી.
કુંવરીએ ઓઢી અંમર ચુંદડી,
અંમર સંબંધ બેઉના ચુંદડી મહામીઠડી;
કિંકરીએ ઓઢી અંમર ચુંદડી.

## કોકિલાની શિખામણ–પરણતાં ને વળાવતાં ગાવાનું.

( રાગ—ભમરા પહેલો વધાવો મારે આવીઓ. )

કુંવરી કોયલ બોલે છે જોને પીયુ પીયુ,
એ તો આપે છે તમને મીઠડાં જ્ઞાનરે;
રાખજો એનું માનરે, ઓ ડાહ્યાં દીકરી,
કોયલ બોલે છે જુઓ પીયુ પીયુ.

કહે છે સ્વામિના સુખમાં સદા મહાલજો,
એમાં વસ્યો તમારો પણ આનંદરે,
રાખો એ એકજ છંદરે– ઓ ડાહ્યાં દીકરી.

કુંવરી કોયલને આનંદ આજે ઉમટયો,
એ તો ઉમળકે ગાય તમારાં ગીતરે;
એ પ્રીતલડીની રીતરે– ઓ ડાહ્યાં દીકરી

ટસે ટસે તે ગીતડાં એ એલતી,
નવ લહેરોમાં લાબે જરા થાકરે;
ઝીલોને એના ઝાકરે– ઓ ડાહ્યાં દીકરી.

કહે છે ક્ષણુ એક પ્રભુને ન ભુલશો,
બેઉના પીયુ છે પ્રભુ રસના રાયરે;
કોયલડી એવું ગાયરે– ઓ ડાહ્યાં દીકરી.

સાથે રહીને તે પીયુ પીયુ ભાખજો,
એ તો યજ્ઞ તે જયનો કહેવાયરે;
કહે પ્રભુ ગીતા માંયરે– ઓ ડાહ્યાં દીકરી.

જુઓ કોયલને જ્ઞાન છે ગીતા તણું,
જપ યજ્ઞમાં સદા એનું ધ્યાનરે;
આપે છે તમને જ્ઞાનરે- એ ડાહ્યાં દીકરી.

કોયલ હરખ ભરીરે આ ટહુકતી,
એને ઉરે ઉમળકા નવ માયરે;
પ્રભુની ધુનો માંયરે- એ ડાહ્યાં દીકરી.

બેઉ એક બનો છો આજે ધર્મથી,
આત્મા બે એક રસથી રસાયરે;
આનંદ એનો થાયરે- એ ડાહ્યાં દીકરી.

એ તો વનનાં રાણી છે રૂડાં મીઠડાં,
એમની નિકુંજે તરૂવરને શીરરે;
છે પીંછાં કેરાં ચીરરે- એ ડાહ્યાં દીકરી.

સુણી લગ્નને આવ્યાં છે આજે અહીં,
આવી આલોપે આવાં રૂડલાં ગીતરે;
દે જ્ઞાનો આ ખચિતરે- એ ડાહ્યાં દીકરી.

કિંકરી કોયલડી આજે પણ છે તમતણી,
એનો આભાર માનો બેઉ સંગરે:
ગીત ગાઇ રાખ્યો રંગરે- એ ડાહ્યાં દીકરી.

( રાગ—ઉત્તમ વ્રત એકાદશી સાહેલીરે. )

ઉત્તમ મહુરત આજનાં સાહેલીરે, પરણે શ્રીવ્રજરાજ;
ચાલોને જઇએ નીરખવા સાહેલીરે.

બ્રહ્મચારી બેસશે પાટલે સાહેલીરે, સામે રાધા નાર;
ચાલોને જઇએ નીરખવા સાહેલીરે.

બ્રહ્મચારી કેમ પરણશે સાહેલીરે, અચરજ મુજને થાય;
ચાલોને જઇએ નીરખવા સાહેલીરે.

શ્રુતિ, પ્રેમ, રસ, ભક્ત, જગ, સાહેલીરે, હૃદય અને વ્રજભોમ;
ચાલોને જઇએ નીરખવા સાહેલીરે.

એ સૌનાં નામ બ્રહ્મ છે સાહેલીરે, રમે ફરે ત્યાં વ્રજરાજ;
તેથી બ્રહ્મચારી એ સાહેલીરે.

પ્રેમ આરોગે શ્રીહરિ સાહેલીરે, રસમાં રમતા રાજ;
ચાલોને જઇએ નીરખવા સાહેલીરે.

રસિક પ્રેમી વ્રજરાજ એ સાહેલીરે, પરણી કરશે લહેર;
રાધાને સુખ આપશે સાહેલીરે.

શ્રીરાધા છે અતિ સુખી સાહેલીરે, ક્ષણ ક્ષણ લેશે પેર;
ચાલોને જઇએ નીરખવા સાહેલીરે.

લહેરો અલૌકિક ઉડશે સાહેલીરે, કિંકરીઓ હરખાય;
ચાલોને જઇએ નિરખવા સાહેલીરે.

---

( રાગ—ચાલુ. )

આજે પૂનમ શરદની બ્રહ્મચારીરે, રમવા આવ્યા રાસ;
રસિકવર મીઠડા બ્રહ્મચારીરે.
દીધાં વચનો વિઠ્ઠલા બ્રહ્મચારીરે, પાળો વચનો આજ;
રસિકવર મીઠડા બ્રહ્મચારીરે.
બ્રહ્મચારી સ્ત્રી મુખ ના જુએ વ્રજનારીરે, તૂટે વેદ મરજાદ;
લોકો નિંદે ઘણું વ્રજનારીરે.
બ્રહ્મ એટલે શ્રુતિ વેદની બ્રહ્મચારીરે, તેમાં વસો જમો પ્રેમ;
નિંદે નહિ લોક અણુ બ્રહ્મચારીરે.
અમે ઉભી આ શ્રુતિઓ બ્રહ્મચારીરે, સાચું કરવા નામ;
રમો અમ સંગમાં બ્રહ્મચારીરે.
રસમાં અમ સાથે ફરો બ્રહ્મચારીરે, તો તો નામ આ સત્ય;
રમાડો અમને રંગમાં બ્રહ્મચારીરે.
પ્રીતમજી બંધાઈ ગયા સાહેલીરે, રમીઆ અલૌકિક રાસ;
આનંદ આપ્યો અતિ સાહેલીરે.
લહેર તરંગો ઉઠીઆ સાહેલીરે, રૂંવાં રોમ રોમ થાય;
રોમાવલિમાં રતિ સાહેલીરે.
મહારસમાં મહાલે સહુ સાહેલીરે, અધરામૃત હરિ પાય;
લુંટાલુંટ એહની સાહેલીરે.
તૃપ્ત નવ થાએ જરી સાહેલીરે, ગીતડાં મીઠાં ગાય;
આનંદ અતિ ઉછળે સાહેલીરે.

રસની ઝડીઓ વરસતી સાહેલીરે, ભાદરવાના મેહ;
કિંકરીઓ ડુબી ગઈ સાહેલીરે.
ચંદ્ર ને સુરજ થંભીઆ સાહેલીરે; રહ્યું ન કોને ભાન;
રસે સહુ ડુબી ગયું સાહેલીરે.
દેવો શિષ ધુણાવતા સાહેલીરે, બોલે મુખ વાહવાહ;
નારીઓ ઘેલી થઇ સાહેલીરે.
રાસે સર્વે રસાઈ ગયું સાહેલીરે, ઉજ્વળ રસ વ્રજચંદ;
કિંકર ગભરાઇ ગયો સાહેલીરે.

( રાગ—ગીતનો. )

આજે આજે મહુરત રૂડાં આવીઆં,
પેલાં વ્રખુભાન કીર્તિને ઘેર રે;
રૂડાં રાધવજી પરણે રે શ્રીહરિ.
આજે આજે મહુરત રૂડા આવીઆં,
રૂડાં નંદજશોદાને ઘેરરે—રૂડાં રાધાજી૦
વર વિઠ્ઠલ ઉમંગે ઉછલી,
એ તો આવ્યા બરસાનાની સહેલરે—રૂડાં૦
છાયા છાયા મંડપ રૂડા મોગરે,
માંય ઢોળ્યાં છે તેલ ફુલેલરે—રૂડાં૦
આજે બરસાને આનંદ ઉમટયો,
ગાય મંગળ ઘેર ઘેરરે—રૂડાં૦
તાજાં તોરણ ઘેર ઘેર બાંધીઆં,
ગામ શણગાર્યાં સુંદર પેરરે—રૂડાં૦

ઉમટ્યા ઉમટ્યા હરિ આવ્યા માંડવે,
આવી ઉભા છે માંડવા બહારરે—રૂડાં૦
આવ્યાં રાણી કીર્તિજીરે પોંકવા,
જમાઇ જોવાનો ઉમળકો અપારરે—રૂડાં૦
અમર પુષ્પોએ પ્રેમે વધાવીઆ,
પોંકયા પ્રેમથી શ્રીવ્રજરાયરે—રૂડાં૦
પછી કોટે કેડે લીધા કાનજી,
લાવી બેસાડયા માંયરા માંયરે—રૂડાં૦
બાંધ્યાં સોનાનાં ગાગર બેડીઆં,
વચ્ચે બાજઠ રતન જડિતરે—રૂડાં૦
એની બાજઠ બેઠારે શ્રીહરિ,
એમની રાધા ઉપર ઘણી પ્રીતરે—રૂડાં૦
સામે પધરાવ્યાં રૂપાળાં રાધિકા,
સામે પ્રભુજી શ્યામ સ્વરૂપરે—રૂડાં૦
અલિ આવડા કાળા આ કેમ થયા ?
એમનું ઝાઝેરૂં સામળું મુખરે—રૂડાં૦
એની જન્મ સમે હતી વાદળી,
કેમ ગમ્યા આ કીર્તિજી માતરે—રૂડાં.
કિંકર આ રે સુજોડું અતિ ઘણું;
પરણે આત્મિક પ્રેમીઓ આજરે—રૂડાં૦
ફળ્યા લાંબા દિવસનારે વાયદા,
એક બીજાએ કરેલા આજરે—રૂડાં૦

( શાંતકે વેળા ગોરી રીસાઈ બેઠાં—રાગ )

આજે કોડીલા કુંવર માંયરામાં બેઠા,
રતન જડાવ બાજઠ ઢાળ્યા—ઓ કુંવરી.
આજે કોડીલા કુંવર માંયરામાં બેઠા.
રાધા ગોરીને માતા કીર્તિજી પૂછે.
તમને ગમે તો પરણાવું ઓ કુંવરી—આજે૦
રાધા ગોરીરે માતા કીર્તિને કહે છે,
મુજને જલદી પરણાવો ઓ માવડી—આજે૦
શ્યામળો રંગ કુંવરી આ વર કેરો,
તમારૂં સુંદર ગોરૂં રૂપ ઓ કુંવરી—આજે૦
કોયલ કસ્તુરી કાજળ રંગેરે કાળાં;
ગુણ દીસે છે એમાં ખૂબ ઓ માવડી—આજે૦
ઝાઝી કુમારિકાઓ એમનીરે પુંઠે,
આથડે વ્રજમાં દિનરાત ઓ કુંવરી—આજે૦
ચંદ્રની પુંઠે આભમાં તારલીઓ ઝાઝી,
પોષે સૌ શશી ભલી ભાત ઓ માવડી—આજે૦
ગોકુલની ગોપીઓ એને ચોર ચોર કહે છે,
આબરૂ નથી તલભાર ઓ કુંવરી—આજે૦
ઓ માતા જગ કોઇથી નથીરે જીતાયું,
લોકો લવે શો પતિયાર ઓ માવડી—આજે૦
બે બાપ વાળો એને ગોકુલમાં કહે છે,
નંદજી અને વસુદેવ ઓ કુંવરી—આજે૦

સૌનેય એ છે બાપ સૃષ્ટિમાં સઘળે,
એક પ્રભુને બીજો બાપ ઓ માવડી–
એનું તોફાન જગમાં ઝાઝેરૂં ઝાંખું,
પજવે લોકોને એતો ખુબ ઓ કુંવરી–આજે૦
નાનપણુમાં બાળક હોય છોકરવાદી,
એ તો કહેવાય શાની ભૂલ ઓ માવડી–આજે૦
લાડીલી મોહ એમનો તમને ક્યાં લાગ્યો,
અવગુણ પણ લાગે ગુણ ઓ કુંવરી–આજે૦
પૂર્વ જનમનો મોહ મુજને છે એમનો,
અતિ છે મુજ પર એમનાં રૂણ ઓ માવડી–આજે૦
રમતેલા દીઠા એમને જમનાને તીરે,
ગાયો ચરાવા જતાં ઝાંપે ઓ માવડી–આજે૦
મોહ મને માડી એના મુખડાનો લાગ્યો,
એમને નીરખીને મનડાં ઝંપે ઓ માવડી–આજે૦
પરણાવો માતા મુજને લાડે ને કોડે,
વિધિએ એવા લખીયા લેખ ઓ માવડી–આજે૦
કિંકર હરખ્યો અતિ હૃદયે હુસીલો,
વધાવ્યાં બેઉ ઉરનાં નૂરે ઓ માવડી–આજે૦

---

( આણી તેડે ગંગારે પેલી તેડે જમુનારે વચમાં તે સરસ્વતી નદી વહે છે, એ-રાગ )

આણી બાજુ વલ્લભરે, પેલી બાજુ વિઠ્ઠલરે
વચનાં તે બાળમુકુંદારે.
પ્રભુજી બિરાજેરે, કુંજોમાં રાજેરે,
છે અતિ ત્યાંજ આનંદારે.
એનેજ નમજોરે, સૌનેય ગમશોરે,
જીવને એમનાજ છે ખપો.
આશિષ એ આપેરે, હાથ માથે થાપેરે,
જોડુ આ રૂડું અમર તપો.
જેમ જમુના ગંગારે, એક રંગે રંગ્યારે,
એક રસ થઇ દરીયામાં પેસેરે.
આ જોડી શાણીરે, પ્રેમીલી જાણીરે,
એક થઇને પ્રભુજીમાં પેસોરે.
જીવનના લ્હાવારે, ભોગવો મન ભાવ્યારે,
ધર્મનાં નિશાન ધરજોરે.
એરે નિશાનેરે, પ્રભુજીને પાનેરે,
પડશો આ શિખામણ ધરજોરે.
ધ્રવજીના દર્શનરે, કરો થાય પરસનરે,
ખુશી થઈ આપે આશિષોરે.
જેમ હું છું અમરરે, તેમ તમે અમરરે,
થાઓ ને મુજ જેવાં દીપોરે.

હરિ સાથે મારીરે, પ્રીતો તમારીરે;
ઇશ્વર ઉપર એવી થજો.
ધર્મનાં અમૃતોરે, પીજો આ સંતોરે,
એમાં તે સાચી દીસે મજો,
મોતીની માયારે, જુઠી આ રાયારે;
ધર્મજ ધન સાચું જાણુજો.
ધર્મો જો ભુલ્યાં રે, સંસારે ડુબ્યાંરે,
કિંકર થઇ હરિ મોજો માણુજો.

---

( ગોપીજનનારે પ્રાણ મારા પ્રભુજીની પાસે એ—રાગ )

પેલા નંદજીનો છોરો સજની મોંયરામાં બેઠા.
શાં શાં રૂડેરાં એમના મીઠડાં છે રૂપ—પેલા.
નોકો રૂપાળી એમની જોને આ સજની;
બાજટ સોનાના ઉપર બેઠા જગભૂપ—પેલા,
શિરે મુગટ એમણે મોઘેરો મૂક્યો,
મોર પીંછીની રૂડી કલગી રૂપાળી—પેલા.
કાને કુંડળો જાણે સુરજની જ્યોતિ,
ભાલની શોભે એમની કાંતિ રઢિયાળી—પેલા.
ખીટલીયાળા રૂડા કેશો સોહાગી,
અલકની લટો ઉપર લહે મને લાગી—પેલા.
કોટે તે શોભે સજની વિજયંતિ માળા;
જોડ બીજી છે મોતી ગુંજાની માળા—પેલા.

મણિ કેરાં તેજો બેની નજરે તો નીરખો;
એનાથી દીસે છે એ શ્રીહરિ સરખા—પેલા.
કટિ મેખળા એમની રૂડેરે શોભે,
ચરણમાં શોભે રૂડાં રસિયા નૂપુર—પેલા.
ચરણે ચાખડીઓ જોને ચંદનની પહેરી,
એમની સુગંધે આપણાં આનંદે ઉર—પેલા.
પીતાંબર પીળાં એમણે પ્રેમનાં પહેર્યાં,
રાધાજી ઉપર એમની અતિશય પ્રીત—પેલા.
કિંકર આપણે સઘળાં એમનાં ઓ સજની,
ભવસાગર તરવાની છે એ એક રીત—પેલા.

---

( રાગ-ચાલુ )

પેલા નંદજીનો છોરો સજની માંયરામાં બેઠા,
બ્રહ્માજી હરખે એમને પરણાવે આજ—પેલા.
મુખપર મગરૂબી જોને કેવી ભરી છે,
એમને તે વશ છે ચૌદ ભુવનનાં રાજ—પેલા.
શિવજી તે જોને રૂડા નાચોરે નાચે,
પારવતી રસિયાં જોડે પુરે છે તાળ—પેલા.
ગણપતિ બેઠા પેલા ફેરવે ફાંદો;
ચોબાજુ જોતાં દીસે સૂંઢો રસાળ—પેલા.
નારદજી જોને સજની વીણા વગાડે,
પ્રભુજીનાં કીર્તન ગાય મીઠું લગાડે—પેલા.

ઇંદ્ર તે રાજા પેલા બે હાથ જોડી',
કરગરે હાંસે કદી પ્રભુજી ન તાડે—પેલા.
કુબેર ભંડારી પેલા દાનોરે દે છે,
રાખે છે એ તો સઘળાં માગણનાં માન—પેલા.
રતનો મણિને કનક ભંડાર લુંટાવે,
આશિષો આપે સઘળા થઈ એક તાન—પેલા.
ગુરુજી જોને એની માડવો ચુકવે,
ભક્તો ભજન ગાઇને કરતા રસપાન—પેલા
કિંકર દેવો સઘળા એમના ઓ સજની,
તેથીજ આવી સઘળા દેવોની જાન—પેલા.

---

( રાગ—ગીતનો )

ઓ સૈયર આવો આજરે, અહિં આવ્યા દશરથ રાજરે.
પેલા વડની ઉપર ટેટારે, જોડે લાવ્યા એમના બેટારે;
એમના બેટા છે બહુ મોંઘારે, પણ આપણે આંગણે સોંઘારે;
એમને કોઇએ કન્યા ન આપીરે, એમની લાજ આપણે રાખીરે,
એ આભ જેવા કાળારે, જો આંખલડીના ચાળારે.
આપણી સીતા બહુ રૂપાળીરે, એને લાગી રામશું તાળીરે;
એ રઘુપતિ કામણગારારે, એ લાગે સૌને પ્યારારે.
એ બહુ આપણને નડશેરે, પણ સીતાને પરવડશેરે,
એ લઈ જશે આપણી બેટીરે, જો પહેરી એમણે છેટીરે.
એ દેખાવે બહુ શૂરારે, એમણે વેશ ભજવ્યા પુરારે,

એ જોગીયાં સાથે આવ્યારે, અહીં આવીને એ ફાવ્યારે.
એ આવ્યા ઋષિઓ સાથેરે, એ પડયા આપણે માથેરે;
એ ત્રણ માનો છોરોરે, એમને છે નહિ મૂછનો દોરોરે.
છે રૂડો રૂપાળો વેશરે, એમના ખીટલીયાળા કેશરે;
એ કેશે સીતા મોહ્યાંરે, પણ કુળના એમણે જોયાંરે.
એ છે બહુ ઉંચા કુળનારે, વળી આપણે કીધા કુળનારે;
બેની સીતાને એ લઈ જાશેરે, દુઃખ વિયોગનું બહુ થાશેરે.
પણ દયા નથી કંઇ એમનેરે, નથી કોઇની દયા એમનેરે;
એમણે સુબાહુને મારીરે, વળી તાડિકા સંહારીરે.
એમને સ્ત્રી હત્યા ના લાગેરે, એ કર્તા આપે ને આપેરે;
બેની એમનો નહિ વિશ્વાસરે, સીતા રામને આવી રાશરે,
તેમાં આપણે કશું કેમ કહીએરે, સૌ સુખીયાં કિંકર થઇએરે.

---

## વળાવતાં ગાવાનાં ગીત.

( દાદાનાં ગામ બેનીએ વિસારી મેલ્યાં એ—રાગ )

જનકપુર શહેર બેનીએ વિસારી મેલ્યાં,
નગરી અયોધ્યા વહાલી લાગી સીતાજી બેની;
નવતેરાં વહાલ તમને મીઠાંરે લાગે.
જનકપુરની સખીઓ વીસારી મેલી;
સાસુ દેરાણી નણદો જેઠાણી લાગ્યાં વહાલાં—નવતેરાં૦
જનકપુરના બાગો વિસારી મેલ્યા;
વિસારી વેલો સઘળી ફુલડાંના છોડ બેની—નવતેરાં૦

અવધપુરીના બાગો સંભાળી લીધા,
સિંચાશે ત્યાંની સઘળી ઉગેલી વેલો બેની—નવતેરાં૦
જનકપુરીના શહેરી વિસારી મેલ્યા,
અયોધ્યાના લોક સઘળા સંભાળી લીધા બેની—નવતેરાં૦
જનકના ખોળા બેનીએ વિસારી દીધા,
દશરથના ખોળા વહાલા લાગ્યા શાણું એ બેની—નવતેરાં૦
માતાના ખોળા હવે વિસારી મેલ્યા,
સાસુના ખોળા વહાલા લાગ્યા પ્રેમીલાં બેની—નવતેરાં૦
દાદાના મહેલ બેનીએ તરછોડી મેલ્યા,
દશરથના મહેલ મીઠા લાગ્યા મોઘેરા બેની—નવતેરાં૦
મિથિલાનાં દેવદેવી વિસારી દીધાં,
અયોધ્યાનાં તીરથ બેની સંભાળી લીધાં આજે—નવતેરાં૦
કિંકરીઓ કરગરી વિનવે એ બેની,
અંતરમાં અમ ઉપર ધરજો બહુ હેતો સીતા—નવતેરાં૦

---

## આશીર્વાદ.

( રાગ—સતી સીતા કંકોતરી મોકલે. )

બેની આશિષ અંતરથી આપીએ,
તપો અખંડ તમારાં સૌભાગ્ય,
ફળો રૂડા ભાગ્ય, આશિષ ઉરથી આપીએ.
બેની ભંડાર ભરપુર રહો ભર્યા,
થાય તેનાથી પુણ્યને દાન, રીઝે ભગવાન—આશિષ૦

બેની સંપ સદા પ્રભુ આપજો,
એથી કુટુંબમાં રહેશે જંપ, સદાય ઉમંગ—આશિષ૦

પ્રભુ દેહ સૌના સુખી રાખજો;
કોઇને કાંઇ ન થાશો દુઃખ, વરસો સદા સુખ—આશિષ૦

પ્રેમ સૌના તમારા ઉપર થજો;
એ તો તમારા હાથની વાત, જેવી લાયકાત—આશિષ૦

સૌ પર વહાલ અતિ તમે રાખજો,
એવી આપણા કુળની રીત, છે વાત ખચિત—આશિષ૦

બેની પ્રભુ પ્રસન્ન રહો સદા,
એથી આત્માને થાય આનંદ, બીજા ફોગટ ફંદ—આ૦

પ્રભુ ધર્મ તમારા પળાવજો,
એથી રહે પિયેરીયાંની લાજ, થાયે શુભ કાજ—આ૦

બેની હેત અમોપર રાખજો,
અમને ભૂલશો ના વૈભવમાંય, સંકટ આવે તોય—આ૦

બેની હેત તમારૂં ન વિસરે,
અમને વિયોગ સાલે સદાય, હૈયે કંઈ કંઇ થાય—આ૦

બેની કિંકર બનજો પતિ તણાં,
કરીએ સ્નેહથી રૂડી સેવાય, પાળીયે આજ્ઞાય—આ૦

---

## સાસરે જતી વખતે શિખામણ.

સાંભળ શિખામણ બેની, સાસરીએ જાવું તેની.
મારી બેની, વહાલાં બનવું એ સહેલ છે.
અણજાણ્યામાં જાવું, બહુ ડહાપણ રાખી રહેવું,
મારી બેની વહાલાં બનવું બહુ સહેલ છે.
ઉઠવું સવારે વહેલું, સર્વે માણસની પહેલું,
મારી બેની વહાલાં બનવું બહુ સહેલ છે.
ધ્યાન હરિનું ધરવું, વળતી બિછાનું તજવું,
મારી બેની વહાલાં બનવું બહુ સહેલ છે.
સાસુને પડવું પાયે, સુખે એથી થવાયે,
મારી બેની વહાલાં બનવું સહેલ છે.
સાસુજી કહે તે કરવું, બરાબર ચિતે ધરવું;
મારી બેની વહાલાં બનવું બહુ સહેલ છે.
સ્વચ્છ બરાબર રહેવું, સાચુંજ સદાયે કહેવું;
મારી બેની વહાલાં બનવું બહુ સહેલ છે.
ફરજ બરાબર સમજો, મોટાં સર્વેને નમજો;
મારી બેની વહાલાં બનવું એ સહેલ છે.
હમેશ હરિને ભજવા, વ્યસન સઘળાંયે તજવાં;
મારી બેની વહાલાં બનવું બહુ સહેલ છે.
સ્વામીની સેવા કરજો, માથું ચરણોમાં ધરજો;
મારી બેની વહાલાં બનવું એ સહેલ છે.

શ્રી પ્રભુની સેવા, એ તો છે મીઠા મેવા,
    મારી બેની વહાલાં બનવું બહુ સહેલ છે.
સાચવજો સઘળા ધર્મો, વહાલા થવાના મર્મો,
    મારી બેની વહાલાં બનવું બહુ સહેલ છે.
ઘરની સઘળી ચીજો, વ્યવસ્થા રાખી રીઝો;
    મારી બેની વહાલાં બનવું બહુ સહેલ છે.
નિંદા કોઇની ના કરીયે, શિખામણ હૈયે ધરીયે,
    મારી બેની વહાલાં બનવું બહુ સહેલ છે.
સાસરીયાંની મરજી, સાચવવા તું તો સરજી,
    મારી બેની વહાલાં બનવું બહુ સહેલ છે.
સૌપર ધરવી પ્રીતિ, રૂડી છે ન્યાય નીતિ,
    મારી બેની વહાલાં બનવું એ સહેલ છે.
મીઠું ધીમું બોલો, મનડાં ના સઘળે ખોલો;
    મારી બેની વહાલાં બનવું એ સહેલ છે.
સ્વામીની સઘળી મરજી, સાચવવાને તું સરજી,
    મારી બેની વહાલાં બનવું બહુ સહેલ છે.
સુખ દુઃખ સઘળું સહેવું, કોઇને કશું ના કહેવું,
    મારી બેની વહાલાં બનવું બહુ સહેલ છે.
સાસુ નણદીની વાણી, સદાયે સાંખો શાણી,
    મારી બેની વહાલાં બનવું એ સહેલ છે.
શિખામણની વાણી, સાંભળવી હિત જાણી,
    મારી બેની વહાલાં બનવું એ સહેલ છે.

કુળતણી મરજાદા, મોટાંની રાખો માજા;
    મારી બેની વહાલાં બનવું એ સહેલ છે.
નવરાશે ના ફરવું, પ્રભુનું ધ્યાન ધરવું;
    મારી બેની વહાલાં બનવું એ સહેલ છે.
નીતિનાં પુસ્તક વાંચો, તેનો જરાએ નહિ ખાંચો;
    મારી બેની વહાલાં બનવું એ સહેલ છે.
વસ્ત્રો પહેરો જાડાં, તન ના દેખાય ઉઘાડાં;
    મારી બેની વહાલાં બનવું એ સહેલ છે.
વસ્ત્રો સજીએ પુરાં, પહેરીએ નાજ અધુરાં;
    મારી બેની વહાલાં બનવું એ સહેલ છે.
કાજળ ટીલડી ધરવાં, કદીએ ના અળગાં કરવાં;
    મારી બેની વહાલાં બનવું એ સહેલ છે.
માથું બરાબર ઢાંકો, ધરીએ ના મનમાં ફાંકો;
    મારી બેની વહાલાં બનવું એ સહેલ છે.
નમ્ર બનીને રહેવું, વિવેકે કંઇ પણ કહેવું;
    મારી બેની વહાલાં બનવું એ સહેલ છે.
ખડખડ કદીએ ના હસવું, દોડીને કંઇ ના ધસવું;
    મારી બેની વહાલાં બનવું એ સહેલ છે.
આનંદી ચહેરે રહેવું, ઉદાર સદાયે રહેવું;
    મારી બેની વહાલાં બનવું એ સહેલ છે.
ક્રોધ કદીના કરીએ, શાંતિજ સદાયે ધરીએ;
    મારી બેની વહાલાં બનવું એ સહેલ છે.

અહંકાર કદી ના કરવો, ગરવો સ્વભાવજ ધરવો;
મારી બેની વહાલાં બનવું એ સહેલ છે.

મન વશ પુરૂં રાખો, લ્હાવા સંસારના ચાખો;
મારી બેની વહાલાં બનવું એ સહેલ છે.

કિંકર હરિના થાવું, શરણેજ સદાએ રહેવું;
મારી બેની વહાલાં બનવું એ સહેલ છે.

---

## સાસરે સીધાવતાં.

સતી સીતા સીધાવે છે સાસરે, એમને અંતરે હરખ ન માય;
આનંદ ઉભરાય—સીતા જાય સાસરે

સામે સુખપાલ બેઠા શ્રી રામજી, સામે કોડીલાં સીતા કુમારી;
જનકનાં દુલારી—સીતા જાય સારારે.

સઘળા દેવે ખભે લીધી પાલખી, એમને ભગવાન ઉંચકયાનો ભાવ;
ઉરે અતિ લ્હાવો—સીતા.

સામે શ્રીરામ શોભે સુરજ સમા, સામે ચંદ્ર સમાં સતી સીતા;
પરમ પુનિતા—સીતા.

સામે આવી માળણુ લઈ મોગરો, એના હાથમાં છે ફુલડાંની માળ;
સુગંધ રસાળ—સીતા.

બેની અંતરમાં આનંદ રાખજો, સદા રાખજો મનડાં પ્રસન્ન;
અયોધ્યાના જન—સીતા.

બેની વહેલાં સવારમાં ઉઠજો, ઉઠી સાસુ સસરાને પડો પાય,

વહાલેરાં થવાય—સીતા.

નણુદ દેરાણીને રે જેઠાણીઓ, એમની સાથે સદા રાખો સંપ;

એથી વળે જંપ—સીતા.

કદી કજીઓ કોઈ સાથે ન કીજીએ, એથી થાય અતિશે ઉચા

થઇએ આંખ પાટ—સીતા.

દીએર ઉપર પ્રીતો ઘણી રાખીએ, એમને લડાવીએ લાડ પવિ

રૂડાં એ ચરિત્ર—સીતા.

કદી હલકાં વચન નવ બોલીએ, એથી પિયરની જાય છે લા

ચઢે સૌને દાજ—સીતા.

બેની મલક મલક મુખ રાખીએ, નીરખી મનડું ને સૌ હરખા

દુઃખો સૌનાં જાય—સીતા.

કોઈ પર ક્રોધ કદી નવ આણીએ, મનમાં રાખીએ શાંતિ સદા

એથી બધાં ચહાય—સીતા.

બેની માન સાસુજીનાં રાખીએ, એમને પૂછીને ભરીએ ડ

એવો આપણો હક—સીતા.

બેની મરજી સાચવીએ:સ્વામી તણી, એજ માથાના મુકુટ, કહેવા

સુખી બહુ થવાય—સીતા.

બેની કુળની રીતો નવ ભુલીએ, એથી પિતૃઓ થાય છે ખુ

આપે છે આશિષ—સીતા.

બેની ધર્મ બરાબર પાળીએ, એથી ઇશ્વર થાય પ્રસન્ન,

વળી સગાં જન સીતા.

મિની સ્વચ્છ ઘરમાં બધું રાખીએ, એથી શરીરને રહે સુખ,
 પડે નવ દુઃખ—સીતા.
ધન મિલકત સમજીએ રામને, એજ છે તમ ઉરનો આધાર,
 ધરજો બહુ પ્યાર—સીતા.
કિંકર ઉપર કૃપા ઘણી રાખીએ, એથી કરશે ચાકર સહુ સેવ;
 પડશે સારી ટેવ—સીતા.

---

## પરણ્યા પછી કંસાર જમતાં.

( રાગ—મોતીસર વધણાંરે. )

સતી શ્યામને પૂછે સ્વામિ સુણો શાણારે,
તમે આવડાશા કાળા કહો કંથ મારારે.
હરિ રાધાને કહે છે સતી સુણો શાણીરે;
અમને અંધારે જનમ્યા સુણો સતી શાણીરે.
તેના પડછાયે કાળા સુણો સતી શાણીરે,
અમને અંધારે ઉંચક્યા સુણો સતી શાણીરે.
અમને રાત્રિયે ન્હોયા સુણો સતી શાણીરે,
અમે કાળાગ્રહમાં જન્મ્યા સુણો સતી શાણીરે,
અમપર ફેણ માંડી શેષે સુણો સતી શાણીરે,
તેથી કાળા વિશેષે સુણો સતી શાણીરે.
અમે કાળીનાગ નાથ્યો સુણો સતી શાણીરે;
ઝેરની ઝોળોએ કાળા સુણો સતી શાણીરે.
અમે દાવાનળ પીધો સુણો સતી શાણીરે,

અમે તેથીરે કાળા સુણો સતી શાણીરે.
નીર જમુનાનાં કાળાં સુણો સતી શાણીરે,
ન્હાયે પીયે પડછાયે સુણો સતી શાણીરે,
તેથી કાળાં જણાઇએ સુણો સતી શાણીરે.
રસે આભલાં કાળાં સુણો સતી શાણીરે;
તેથી દીસે રૂપાળાં સુણો સતી શાણીરે.
તેમ રસે અમે કાળા સુણો સતી શાણીરે,
કિંકર પ્રભુજી રૂપાળા સુણો સતી શાણીરે.

( રાગ–ચાલતો. )

કૃષ્ણ રાધાને પૂછે, સતી સુણો શાણીરે,
તમે આવડાં શાં ગોરાં, કહો મને વહાલીરે,
રાધા કૃષ્ણને કહે છે, સ્વામી સુણો શાણારે,
અમે આનંદે જનમ્યા, સ્વામી સુણો શાણારે,
અમે તેથીરે ગોરાં, સ્વામી સુણો શાણારે,
અમને દૂધડે નવરાવ્યાં, સ્વામી સુણો શાણારે,
અમને દહીં વડે ચોળ્યાં, સ્વામી સુણો શાણારે,
અમે માખણ ખાધાં, સ્વામી સુણો શાણારે,
અમે અમૃત પીધાં, સુણો સ્વામી શાણારે,
અમપર પ્રભુજી ઢળીઆ, સ્વામી સુણો શાણારે,
અમે તેથી રૂપાળા, સ્વામી સુણો શાણારે,
અમારો હરિરસ આહાર, સ્વામી સુણો શાણારે,
કિંકર છે તેથી ગોરાં, સ્વામી સુણો શાણારે.

રાગ—ચાલુ.

રાધા શ્યામને પૂછે, પ્રભુ રઢિઆળારે,
તમારાં આવડાં શાં તેજ, પ્રીતમજી રૂપાળારે,
પ્રભુ રાધાને કહે છે સુણો મારી વહાલીરે,
અમને વિજળીએ ઘેર્યા, સુણો મારી વહાલીરે,
અમે તેથી તેજવાળા, સુણો મારી વહાલીરે,
અમને અમૃતે ધોયા, સુણો મારી વહાલીરે,
અમને વિજળીએ લ્હોયા, ઓ રામા રૂપાળીરે;
અમારાં તેથી છે તેજ, સુણો મારી વહાલીરે,
અગ્નિ મોંમાંથી જન્મ્યો, ઓ રામા રૂપાળીરે,
અમે તેથી રૂપાળા, સુણો મારી વહાલીરે,
વનમાં દાવાનળ પીધા, સુણો મારી વ્હાલીરે,
અમે એથી તેજાળા, ઓ રામા રૂપાળીરે,
અમે દહી માંખણ આહારી, સુણો મારી વહાલીરે,
કિંકર બહુ બલિહારી સુણો મારી વહાલીરે.

---

( રાગ—ચાલુ. )

સીતા રામને પૂછે, સુણો સ્વામી મારારે;
તમે શાથી રૂપાળા, કહો કામણગારારે;
અમને બપોરે જન્મ્યા, સુણો સતી શાણીરે,
અમે તેથી રૂપાળા, ઓ કામણગારીરે.
અમે અજવાળે ન્હાયા, સુણો સતી શાણીરે,
અમને તેજોએ આંજ્યા, ઓ કામણગારીરે;

અમે તેથી રૂપાળા, સુણો સતી શાણીરે,
અમને સુરજે ધોયા, એ કામણગારીરે.
અમને ચંદ્રમાએ લ્હોયા, સતી કામણગારીરે,
અમે અમૃતોએ ઉછર્યા, સુણો સતી શાણીરે;
અમે તેથી રૂપાળા, સુણો શાણી રાણીરે,
અમે ઉનાળે આવ્યા, સુણો સતી શાણીરે.
અમને દેવે બોલાવ્યા, સુણો મારાં રાણીરે,
અમે તેથી રૂપાળા, સુણો સતી શાણીરે;
અમે જગનમાંથી જન્મ્યા, સુણો શાણી રાણીરે,
અમે તેથી રૂપાળા, સુણો સતી શાણીરે.
કિંકરી મર્યાદાઓ પાળી, સુણો સતી શાણીરે;
અમે તેથી રૂપાળા, સુણો શાણી રાણીરે.

---

## વળાવતાં.

(રાગ—ભમરા પહેલો વધાવો મારે આવીયો.)

સજની આવી છું આજે હું તો કોડભરી,
હરખે વધાવા રાધાજી ને શ્યામરે,
ઓ સજની મારી, આવી છું હું તો અતિ કોડભરી
જોને પ્રભુજી ઉભા આ સુરજ સમા,
ઉભાં જોડે આ આશા ભર્યા રાધા;
ઓ સજની મારી, આવી છું હું તો અતિ કોડભરી.
બેની લેને આ કુસુમની પાંખડી,

લઇને વધાવો ઉરને ઉમળકે;
  ઓ સજની મારી આવી છું હું તો અતિ કોડભરી.
બેની તું તો વધાવ એ રે ફૂલથી,
હું તો વધાવું મોતીડાંની થાળરે;
  ઓ સજની મારી આવી છું હું તો અતિ કોડભરી.
બેની લેને આ કુમકુમની થાળને,
ધોને પાવલીઆ બેઉ કુમકુમ રંગરે;
  ઓ સજની મારી આવી છું હું તો અતિ કોડભરી.
સજની ઉર મારાં તે ઝાલ્યાં નવ રહે,
ઉડી ઉડી જાય યુગલરૂપ સંગરે;
  ઓ સજની મારી આવી છું હું તો અતિ કોડભરી.
સજની આંખો મારી તે આંસુ ખેરવે,
એ તો પધરાવે બેઉને સુરતા માંયરે;
  ઓ સજની મારી આવી છું હું તો અતિ કોડભરી.
બેની હૈયું મારૂં તે બન્યું હિંચકો,
એ રે હિંડોળે બેઉ ઝોલા ખાયરે;
  ઓ સજની મારી આવી છું હું તો અતિ કોડભરી.
સજની આવાં પ્રેમી તે જોડાં કયાં મળે,
હોય તો કુંજોના આનંદો લુંટાયરે;
  ઓ સજની મારી આવી છું હું તો અતિ સ્નેહભરી.
કિંકર સઘળાં તે બની જઇએ બેઉનાં,
તો તો જનમ જનનો સફળ થાયરે;
  ઓ સજની મારી આવી છું હું તો અતિ કોડભરી.

---

## વર કન્યાને શિખામણ.

( રાગ—ભમરા પહેલો વધાવો મારે આવીયો. )

આજે સંગ આ દેવી બેઉના થઇ ગયા,
દેવ દેવી થયાંરે તમે એકરે;
સ્વભાવો બેઉના નેકરે.
એ શાણી જોડી આનંદે સંસરામાં મહાલજો.
ધરજો કરમાં નિશાનો બેઉ ધર્મનાં,
એરે નિશાનો પ્રેમના વિવેકરે,
મનડાંને કરજો એકરે;
એ શાણી જોડી, આનંદે સંસારમાં મહાલજો.
એક બીજાના પડયા ગુના સાંખજો,
જોડે વસતાં ડગલે ને પગલે ચુકરે,
સાંખીને રહેવું ચુપરે,
એ શાણી જોડી આનંદે સંસારમાં મહાલજો.
કદી કાન કાચા તે નવ રાખશો,
રાખશો કાચા જો કદી તમે કાનરે,
ઝુંપડી બંધાશે રાનરે;
એ શાણી જોડી, આનંદે સંસારમાં મહાલજો.
સુખો સ્વર્ગશાં નિરખીને તમ તણાં,
બળશે અદેખા અંતરના બહુ લોકરે,
ધારશો ના મનમાં શોકરે;
એ શાણી જોડી આનંદે સંસારમાં મહાલજો.

વૈકુંઠ સુખ તે બ્હાર નવ શોધશો,
એ તો સ્નેહે સધાશે ઘર માંયરે,
પ્રભુની હશે સહાયરે,
એ શાણી જોડી, આનંદે સંસારમાં મ્હાલજો.
બનશે દિવ્ય નિકુંજો ઘર તમતણાં,
ભજશો સાચે સ્નેહે જો ઘનશ્યામરે,
એ સંસારીનાં કામરે;
એ શાણી જોડી, આનંદે સંસારમાં મ્હાલજો.
સુખ કેવાં મીઠા છે પાવન સ્નેહમાં,
એ તો સમજાશે બેઉને હવે ખાસરે,
આવશે જો બનતી રાશરે;
એ શાણી જોડી, આનંદે સંસારમાં મ્હાલજો.
હાથમાં હથિયાર સત્ય કેરૂં રાખજો.
એથી સધાશે સઘળાંનો ભાવરે.
છે એ પણ મોટો લ્હાવરે,
એ શાણી જોડી, આનંદે સંસારમાં મ્હાલજો.
ફરજો પ્રાણ જતાં પણ નવ ભુલશો,
ભુલ્યે પ્રભુજી થાય છે નાખુશરે,
જતી રહે ઉરની હુંશરે,
એ શાણી જોડી, આનંદે સંસારમાં મ્હાલજો.
એકેય ક્ષણ પ્રભુને નવ ભુલશો,
રાખી આંખ સામે રૂડેરૂં એ રૂપરે,

કામો સૌ ભક્તિ રૂપરે,
  ઓ શાણી જોડી, આનંદે સંસારમાં  મહાલજો.
નાવ સંસારનું પ્રભુ ભણી હાંકજો,
પ્રેમ હલેસામાં રાખી પાસે ખાસરે,
પહોંચાશે પ્રભુ પાસરે,
  ઓ શાણી જોડી, આનંદે સંસરમાં  મહાલજો.
ગજા પ્રમાણે વહેવારમાં વર્તજો,
ગજા ઉપરાંત કરશો નહિ કામરે,
રીઝશે એથી રામરે,
  ઓ શાણી જોડી, આનંદે સંસરમાં  મહાલજો.
ખોટી મોટાઇનો મોહ નવ રાખશો,
રાખજો મોટાઇ નીતિ ધર્મમાંયરે,
કરે કો ટીકા તોયરે,
  ઓ શાણી જોડી, આનંદે સંસારમાં  મહાલજો.
રાખજો અમી ભરીરે સદા આંખડી,
અમૃત આંખડીએ નિરખો બધું જગરે;
અનંદ ઉમટે ઢગરે,
  ઓ શાણી જોડી આનંદે સંસારમાં  મહાલજો.
એક બીજામાં મનડાં પૂરણ ઢાળજો,
ઢાળી સોંપજો બેઉ પ્રભુજીને ખોળે,
પ્રભુજી રસમાં રોળે,
  ઓ શાણી જોડી, આનંદે સંસારમાં  મહાલજો.

કિંકર બનજો બેઉ તે પુરણ પ્રભુનાં,
પછી જુઓ આવે છે જે મઝાયરે,
અનંદ ઉભરાયરે,
એ શાણી જોડી, આનંદે સંસારમાં મહાલજો.

---

## સાસરે જતાં.

( રાગ—આ મીંઢળ કોનાં બાંધ્યાં રે ગોકુળના કનૈયા. )

આજે સુણો બેની શિખામણ સાદી,
રાખજો મૈયરની યાદી—બેની શિખામણ સાદી.
સ્નેહ સરોવરમાં ડુબજો ઉંડા, પણ નવ બનશો પ્રમાદીરે—બેની.
પ્રેમ મગન અને સાવધાન રહેજો, મળી ગૃહિણીની ગાદીરે—બેની.
સ્વામી છે રસ અને વેલી તમે છો, પીજો પ્રભુ રસ આનંદીરે—બેની.
પ્રેમવેલી બની છાંયડી કરજો, સુકાશે નહિ રસ કોદીરે—બેની.
બેઉનાં ઉર એક રસથીરે રસજો, રહેજો પ્રભુજીની ગોદીરે—બેની.
કિંકર કિંકરી શ્રીપ્રભુજીના બનજો, લહેર કરો મન મોદીરે—બેની.

---

## સાસુ સાથે વર્તવાની શિખામણ.

( રાગ—સુરત ગઈતી રે સાંઢણી. )

સાચવજો સ્નેહ સાસુતણા,
સાસુ સમજોને માત, સાસુ સમજોને માત, સાસુના સ્નેહ સોહામણા,
પૂછજો ઉમળકે વાત, પૂછજો ઉમળકે વાત, સાચવજો સ્નેહ સાસુતણા.

અમૃત આંખડીએ નિરખો;

સુંદર સાસુનાં મુખ, સુંદર સાસુનાં મુખ, આશિષ આપે એ મુખડાં,
મળશે આશિષે સુખ, મળશે આશિષે સુખ-સાચવજો સ્નેહ સાસુતણા.

વાણી અમૃતશી મીઠડી;

સાસુ સાથે વદાય, સાસુ સાથે વદાય, નાક સાસુજી ઘરતણાં,
વટ વહેવારો સચવાય, વટ વહેવારો સચવાય-સાચવજો સ્નેહ સાસુતણા.

અમર સૌભાગ્યો આપીયાં, સોંપ્યા નણદલ વીર સોંપ્યા નણદર વીર—
ઉપકાર કદીયે ન ભુલશો,
જાણજો હૈયનાં હીર, જાણજો હૈયાનાં હીર—સાચવજો સ્નેહ સાસુતણા.

શિક્ષા આપે તે સૂણજો,

ધરીને ધીરજ ધ્યાન, ધરીને ધીરજ ધ્યાન—સુશીલાનાં એ લક્ષણો,
રાખે સાસુની કાન, રાખે સાસુની કાન—સાચવજો સ્નેહ સાસુતણા.

બનજો સાસુનીય કિંકરી;
કરજો બનતી સેવાય, કરજો બનતી સેવાય-ઓછાં[1] ન આવે ઉર વિષે,
તન[2] આજે તમને સોંપાય, તન આજે તમને સોંપાય,
સાચવજો સ્નેહ સાસુતણા.

---

૧. ઓછું આવવું એટલે એકદમ લાગણી થવી.

૨. પોતાનો પુત્ર.

## વરકન્યાને શિક્ષા.

( રાગ–ઝરમરીઆ ઝાલા. )

સાભળો શિખામણ સુંદર આજરે—એ શાણી જોડી.
ભવસાગર તરવાનું એ ઝાઝરે ,,
પરોપકારે ધરજો પ્રીતિરે ,,
દૈવી જીવોની એવી રીતિરે ,,
દયા દીન જીવો ઉપર ધરજોરે ,,
ભક્તિથી પ્રભુજીને વરજોરે ,,
સુખ સંસારનાં સૈ કાચાંરે ,,
સુખ પ્રભુજી કેરાં સાચાંરે ,,
ધરશોના સંસારોમાં મોહરે ,,
કોઇનો કરશો નહિ કદી દ્રોહરે ,,
મમતા ને મોટાઇ સઘળી છોડજો ,,
ચિતડાં પ્રભુમાં સદા જોડજો ,,
કિંકર બનીને સેવા કરજોરે ,,
પ્રભુના ચરણોમાં સદા ઠરજોરે ,,

---

## સાસરે જતી કન્યાને બોધ

પરણી સીતા સીધાવતાં સાસરે;
આવ્યાં જનક રાજા તણી પાસ, રાખીમન આશ–લેવા આશિષ વેણુરે
ત્યારે જોતાં સીતા મુખ ચંદ્રને,
પ્રેમે બાપથી ગગળી જવાય, મુખે ન બોલાય–મંગળ કરો બેનરે.

કરજો સ્વામીની સેવા ઉમંગથી,
કોઇ વાતે ન દુભવા મન, રાખી રહો પ્રસન્ન— મંગળ૦
સાસુ સસરાનાં માન તો રાખજો;
જાણી માત પિતા સમતેહ, કરો ઝટ કહે જેહ— મંગળ૦
વૃદ્ધાવસ્થામાં ચાકરી તેમની;
કરી રાખો રાજી બહુ નિત્ય, ભલું છે ખચિત— મંગળ૦
જેઠ જેઠાણી દિયર દેરાણીને;
વળી નણંદ ભાંડુ સમજાણો, તેમાં:પ્રેમ આણો— મંગળ૦
ઘરનાં દાસ દાસી જન સર્વને;
રાજી રાખી કરાવજો કામ; શોભી રહેશે ધામ— મંગળ૦
આવે પરવાર જો ઘર કામથી;
કરજો રામને બનતી સહાય, દંપતી બહુ સોહાય— મંગળ૦
નિજ અભ્યાસ જારીજ રાખજો;
એ છે સ્વચ્છ સુખોનું નિધાન, બીજું ન સમાન— મંગળ૦
ઘણા દુ:ખો આવી પડે જો કદી;
દીલ દાબી રાખો રૂડી ધીર, મટી જાશે ભીડ.— મંગળ૦
તમે કહેશો શેની બીક સાચને;
પણ સાચને શત્રુ ઘણાક, તમે વળી રાંક.— મંગળ૦
કરજો લાજ વધે બન્ને કુળની;
આભમાન ધરો નહિં ઉર, છે નમ્રતા નૂર.— મંગળ૦
સ્વામી કહે ત્યારે અહીંઆ આવજો;
બાકી રહેજો સદા સ્વામી સંગ, એમાં શુભરંગ— મંગળ૦

---

## દીકરીને સાસરે વળાવતાં માતાનું ગીત.

( રાગ—પુનમ ચાંદની ખીલી પુરી અહિરે. )

કન્યા કમળા ગૌરી ચાંપે ચાલી સાસરેરે
કહે સુનિતા માતા પુરો જણાવી પ્યાર—
મારા દીલની ડાહી દીકરીરે,
દીકરી લાડે કોડે મેં તને લડાવી નહિરે,
દીકરી ચાલી તું તો રહી દહાડા ચાર— મારી દીલની૦
દીકરી સ્વામીની સેવા તું કરજે સદારે,
દીકરી પતિને તું ગણજે તારો પ્રાણ— મારી દીલની૦
દીકરી પોતાનો તું ધર્મ પ્રીતે પાળજેરે,
દીકરી તેથી તારૂં કરશે હરિ કલ્યાણ— મારી દીલની૦
દીકરો જે જોઇએ તે જરૂર મંગાવજેરે;
દીકરી હવે કદી થઇશ નહિ હેરાન— મારી દીલની૦
દીકરી તારાં આંસુ તે તો મારૂં લોહી છે રે;
દીકરી તન મન ધન મેં કર્યાં કુરબાન— મારી દીલની૦
દીકરી સ્વામીની લઇ રજા મળવા આવજેરે;
દીકરી ઘડીએ ના જઇશ પર ઘેર— મારી દીલની૦
દીકરી સર્વનું બોલ્યું તું તો સાંખી રાખજેરે;
દીકરી કોઇના ઉપર રાખીશ ના ઝેર.— મારી દીલની૦
દીકરી કપટી લોકો બોલે ત્યાં નવ બેસીયેરે;
દીકરી સુણતાં ઉપજે મનમાં મોટું શૂળ— મારી દીલની૦

દીકરી સ્વામીનો તું સ્નેહ સદા વધારજેરે;
દીકરી તે છે તારા સર્વ સુખનું મૂળ— મારી દીલની૦
દીકરી સદગુણ લેવા શાસ્ત્ર સારાં શીખજે;
દીકરી આળસ છોડી કરજે અભ્યાસ— મારી દીલની૦
દીકરી દુષ્ટ જનોથી દૂરજ રહીએ દેખીનેરે;
દીકરી વિષધરનો જેમ કરીએ નહિ વિશ્રામ—મારી દીલની૦
દીકરી મંત્ર તંત્ર, જંત્ર જુઠા જાણજેરે;
દીકરી એ તો સર્વે ધુતારાના ઢંગ.— મારી દીલની૦
દીકરી ઇશ્વરનું ધારેલું એક નીપજેરે,
દીકરી ભ્રમણાથી તો થાય ધર્મનો ભંગ-- મારી દીલની૦
દીકરી દિલમાં દયા સૌના ઉપર રાખીએરે,
દીકરી પરઉપકાર કરીએ રૂડાં કામ-- મારી દીલની૦
દીકરી વૃદ્ધ મનુષ્યોની મરજાદા નવ મેલીયેરે;
દીકરી લાજ તજીને લઢીએ નહિ કો ઠામ-- મારી દીલની૦
દીકરી ગંભીરતાનો ગુણ હ્રદયમાં રાખીયેરે,
દીકરી વહાલાં માંહી કરીએ નહિ વિરોધ-- મારી દીકરી૦
દીકરી સર્વેનું બોલ્યું સાચું નવ માનીયેરે.
દીકરી અસત્ય સત્યનો કરીએ સદાય શોધ-- મારી૦
દીકરી સંસારનું સુખ છે સર્વ સંપમાંરે;
દીકરી કુસંપે તો કષ્ટ તણા કોઠાર-- મારી દીલની૦
દીકરી તુંકારો તો કદી ના કરીએ કોઇનેરે,
દીકરી અદબ તજીને કરીએ નહિં ઉચ્ચાર—મારી દીલની૦

દીકરી વસ્ત્રો ને વાસણો સ્વચ્છ રાખીએરે,
દીકરી સર્વ ચીજો જોઇને કરીએ સાજ— મારી દીલની૦
દીકરી આનંદમાં અવસર સઘળો ગાળીએરે,
દીકરી વાસ કરી નવ રહીએ કર્યાંય રોજ— મારી દીલની૦
એવી શિખામણ દઇ કમળાને વહાલથીરે,
માયે દીકરીને માથે મુકયો હાથ— મારી દીલની૦

---

## " માતાની શિખામણનું ગીત "

( માધવરાય પરણ્યા રૂક્ષ્મણીરે )

સાસર વાસણીને માતા કહે સ્નેહથી રે,
દીકરી ધરજો મનમાં નારી તણો ધર્મ, મારી લાડકવાયી લાખેણીરે
દીકરી પતિવ્રતા વ્રત પ્રેમે પાળવુંરે,
કરવા કંથ રીઝે એવા રૂડાં કર્મ- મારી૦
દીકરી ઘરધણી તે તો ઘરનો રાજા ગણોરે,
દીકરી પ્રેમદા તે ઘરનો પ્રધાન- મારી૦
દીકરી ઘરની સંભાળ સારી રાખવી રે,
સર્વ સાચવીને રાખવો સામાન- મારી૦
કરકસરથી ધનને બચાવવું રે,
થવા દેવો નહિં કાંઈ પણ બીગાડ- મારી૦
સારી નારી વડે ઓપે ઘર ઉજળું રે,
ગંદી નારી વડે દીસે ગંદવાડ- મારી૦

સાસુ સસરાની પ્રતિમા પ્રીતે પાળવીરે,
કોઇને કહીએ નવ કહીએ કડવું વેણુ- મારી૦

મીઠા વચનથી મરમ મનાવીએ રે,
જેથી સુણતાં લાગે દીલ સુખદેણુ- મારી૦

આઘી પાછી એક વસ્તુ થવા દેવી નહિં રે,
લઇને ગોઠવવી જ્યાં હોય તેનું સ્થાન- મારી૦

સર્વ સમયનો સાજ હાજર રાખીએરે,
જેથી વિશ્વ વિષે થાય વિવિધ વખાણુ- મારી૦

દીકરી ઠગારા જનોથી ના ઠગાઇએરે,
જાદુ જંત્ર મંત્ર સર્વે જુઠા જાણુ- મારી૦

લખીએ ખાનગી ખર્ચનો હિસાબ પોતેરે
સર્વે વસ્તુ તણી લખીએ સારી નોંધ- મારી૦

ભરત ચીતરની કળા નવ ભૂલીએરે
ભલા ભણતરનો ભૂલીએ ના બોધ- મારી૦

ગણી ઉદ્યમે કરીરે ધન ધાન્ય રળેરે,
ઘર ધંધો તે તો કામનીનું કામ- મારી૦

સારી રીતે કરવી સ્વામીને સહાયતારે,
દે છે શિખામણ દલપતરામ- મારી૦

## વરકન્યા વળાવી આવ્યા પછી કન્યા તરફનો આવે ત્યારે ગાવાનું ગીત.

સવામણ સોનાની દીવીરે અધમણ રૂપાનું ચાડું રે;
દીવી મેલો માંડવા હેઠરે, થાય મારા સાજનને અજવાળું રે.
દાદા વિનવજો—ભાઇ, તમને લાડકડી કેવાં વહાલાંરે;
જાણે મારા હૈયાનો હાર, તે પેં વહાલમ વહાલાં લાડકડી રે.
કાકા વિનવજો—ભાઈ, તમને લાડકડી કેવા વહાલાંરે;
જાણે મારી આંખોની નેત્ર, તે પેં વહાલમ વહાલાં લાડકડીરે
મામા વિનવજો—ભાઈ, તમને લાડકડી કેવા વહાલાં રે;
જાણે મારી કાશીની જાત્રારે, તે પેં વહાલમ વહાલા લાડકડીરે
વીરા વિનવજો—ભાઇ, તમને બેની કેવાં વહાલાંરે
જાંણે મારા કોટનાં માદળીયાંરે, તે પેં વહાલમ વહાલાં લાડકડ

---

## કાંકણુ દોરા છોડતા વર તરફથી ગાવાનું ગીત.

તારી દોરડીએ દશ ગાંઠ—કે લાડી દોરડો નવ છુટે.
તું તો નીવડી લક્ષણે લાંઠ— કે લાડી૦
તેં તો ગોઠવીને વાળી ગાંઠ— કે લાડી૦
ઉકેલે નહિં કોઈની ઉકેલી— કે લાડી૦
બાંધ્યું પ્રેમનું બંધન— કે લાડી૦
નથી એક રતિએ અધુરૂં— કે લાડી૦
કાંઇ મોહની મંત્ર છે એમાં— કે લાડી૦
કંઈ તંત્રની જુક્તિ છે તેમાં— કે લાડી૦

તારી દીસે પ્રવિણુતા પુરી— કે લાડી૦
નથી કોઇ કળા એક અધુરી— કે લાડી૦
તારી ઉંમર છે હજુ છોટી— કે લાડી૦
એવી વિદ્યા તું ક્યાંથી શીખી મોટી— કે લાડી૦
કે તું ભણી કોની નિશાળ— કે લાડી૦
વશીકરણુની વિદ્યા વિશાળ— કે લાડી૦
પ્રેમ પાસલો છે તુજ પાસ— કે લાડી૦
તારો કોણુ કરશે વિશ્વાસ— કે લાડી૦
કેવા સાધનથી કામ સાધ્યું— કે લાડી૦
કાચે તાંતણે બંધન બાંધીયું— કે લાડી૦
તાણુ ગાંઠ પડી વજ્જર જેવી— કે લાડી૦
તે તો કહીએ ન છુટે એવી— કે લાડી૦
તારા વેણુમાં છે વશીકરણુ— કે લાડી૦
તારા નેત્ર દીસે મનહરણુ— કે લાડી૦
મંત્ર તંત્ર સાચા નથી એકે— કે લાડી૦
લાડો વશ કર્યો વિનય વિવેકે— કે લાડી૦
મીઠી વિનય ભરી તારી વાણી— કે લાડી૦
વાણી વિનયથી સૌએ વખાણી— કે લાડી૦
તારી કીર્તિ જગતમાં જામી— કે લાડી૦
તારા સદ્ગુણુમાં નથી ખામી— કે લાડી૦
ધન્ય ધન્ય તારા માત તાત— કે લાડી૦
વાટે ઘાટે કરે લોક વાત— કે લાડી૦

તેં તો સાસરીયું શોભાવ્યુ- કે લાડી૦
સાચું દલપતરામે બતાવ્યુ- કે લાડી૦

---

## ઉકરડી ઉઠાડતી વખતે ગાવાનું ગીત.

( રાગ—ઉકરડી ઉઠાડતાં વનમાળીરે. )

ઉકરડી ઉઠાડીયે, સખી શાણીરે,
બાંધીએ જગ્યા ઝપટ સુણો શાણીરે.
મેલી જમીન મટાડીએ— સખી૦
કાઢીએ ચીચરવટ— સુણો૦
આંગણું અધિક ઓપાવીએ— સખી૦
વાવીએ નાગરવેલ— સુણો૦
ફુલના રોપા રોપાવીએ— સખી૦
લાવીએ કોમળ કેળ— સુણો૦
દ્રાક્ષનો માંડવો છાઈએ— સખી૦
પાઇએ જળ ધરી પ્રીત— સુણો૦
હૈડામાં અતિ હરખાઇએ— સખી૦
ગાઇએ મંગળ ગીત— સુણો૦
પરણાવ્યાં શ્રીકૃષ્ણને— સખી૦
ભાઇને જશ છે ખચીત— સુણો૦
તેડયા બનેવી જમાઇને-- સખી૦
ચાહીને પોતાને ચિત્ત— સુણો૦
જશ પ્રસર્યો જનજાતમાં— સખી૦

નાત્યમાં લીધી છે લ્હાણુ-- સુણો૦
સંતોષ્યા સૌના આત્મા-- સખી૦
વાતમાં થાય વખાણુ-- સુણો૦
વિવાહ તે સહુએ વખાણીઓ-- સખી૦
જાણીઓ જગત મોઝાર-- સુણો૦
પંચે મળીને પ્રમાણીઓ-- સખી૦
પ્રાણીએ પોંખ્યા અપાર-- સુણો૦
જગત બધામાં જોઇએ-- સખી૦
કોઇએ ન કરી એવી રીત-- સુણો૦
સુણી હૈયે હરખીત હોઇએ-- સખી૦
ખોઇએ ખેદ ખચીત-- સુણો૦
કનક રાણાની હામનાં-- સખી૦
ગામના જન ગુણ ગાય-- સુણો૦
દીલ વિષે દલપતરામના-- સખી૦
નામના રહેશે સદાય-- સુણો૦

## સ્નેહને લીધે વક્રોક્તિ.

( રાગ–ગીતનો. )

ઓ સજની આવો આજરે, અહીં આવ્યા શ્રી વ્રજરાજરે;
એમના અવગુણનો નહિ પારરે, એ ઝાઝી નારના યારરે.
પણ એ પ્રભુજી મહામોટારે, ના લાગે એમને છાંટારે;
એ મ્હાલે ફાવે તેમરે, એમને કશુંય અડકે કેમરે.

એણે દહીંને માખણુ ચોરીરે, બહુ ભોળવી વ્રજની ગોરીરે;
એણે મહીનાં માટ લુંટયારે, એનાં લાજ આબરૂ ખુંપ્યાંરે.
જમના જળ ભરવા જઇએરે, ત્યારે મહામહા સંકટ લહીએરે;
એ આવી રોકે વાટેરે, એ પજવે આવી ઘાટેરે.
વણુ માગ્યે બેડું ચઢાવેરે, ત્યારે સાન કરી સમજાવેરે;
કરે મીઠી મોહક વાતોરે, જાણે ભવોભવનો નાતોરે.
ઓ સખી કરે ત્યાં ચાળારે, એ કહેવાય કેમ રસાળારે;
એની રસિકને ત્રાંસી આંખરે, તું ઝીણી નજરે ઝાંખરે.
જો વાગે નવ એ તીરરે, જતી રહેશે ધારણુ ધીરરે;
કિંકરીને આપણે એકરે, હુવે છુટાં પડીશું છેકરે.
મને ગભરામણુ બહુ થાયરે, આ હરિરસ કેમ જીરવાયરે;
એ જીરવશે આ બેનીરે, મહાભાગ્યની રેખા એનીરે.

---

( સુંદર શામળીયા...એ રાગ. )

રસવર બ્રહ્મચારી, બલિહારી પ્રભુ તારી. રસવર બ્રહ્મચારી.
બ્રહ્મનામ વેદોનું કહાવે, ચારી નામ ફરનાર સુહાવે;
બ્રહ્મચારી નામ ઘટાવે— રસવર૦
વેદ વિષે ફરનાર રૂપાળા, વેદ સ્તુતિને ભોગવનારા;
સત્ય રસિક આ પ્યારા— રસવર૦
બ્રહ્મનામ રસકેરૂં સાચું, જ્યાં રસ હોય પ્રભો ત્યાં રાચું,
રસ જમીને તું નાચું— રસવર૦
બ્રહ્મનામ આ જગનું વહે છે, સકળ સ્થાનમાં તુંજ વસે છે;

તુંજથીજ સૌ જગ આ હસે છે— રસવર૦
ાહ્મનામ ભજભક્તો કેરૂં, એ ભક્તોમાં તુજ રમણુ અનેરૂં;
ત્યાં તું તુજ રસ વેરૂ— રસવર૦
ાહ્મનામ વળી જ્ઞાન રૂપાળું, જ્ઞાન વિષે તું વસે દયાળુ;
આ રૂપ નહિજ રૂપાળું— રસવર૦
ાહ્મનામ ભક્તિય રૂપાળી, પ્રેમલક્ષણા રૂડી રસાળી;
ફરે રસિક લઇ તાળી— રસવર૦
કિંકર તારાં નામ વિચારે, વિવિધ અર્થમાં સુજે ન સારે
ઉર ગભરાય અપારે— રસવર૦

---

( રાગ—માતા કિયા ભાઇ તમારી સેવા કરે. )

બ્રહ્મચારી માતા મને આપજો,
બ્રહ્મચારી વિષે બહુ સ્વાદરે— બ્રહ્મચારી૦
બ્રહ્મચારીમાં મિઠાશ મહાભારી,
મને ક્ષણુ ક્ષણુ આવે, યાદરે— બ્રહ્મચારી૦
બ્રહ્મચારીનાં દર્શન સોહામણાં,
એનાં દર્શને નયનાં રસાયરે— બ્રહ્મચારી૦
દર્શન કરતાં ન આંખડી થાકતી,
મારાં હૈડાં હિંચોળા ખાયરે— બ્રહ્મચારી૦
એના રૂપમાં જાદુ અપાર છે,
નિરખી અનંગ ને રતિ શરમાયરે—બ્રહ્મચારી૦

એના રૂપમાં અમૃત સાગરો,
પીતાં આંખલડી ન ધરાયરે— બ્રહ્મચારી૦
એક પલક તે જુગ જુગ જેવડી,
મારૂં વિયોગે ઉર ભરાયરે— બ્રહ્મચારી૦
માતા ટોનટોનાય એમાં ભર્યા,
પડે નજરો કે મૂર્છિત થવાયરે— બ્રહ્મચારી૦
એના ટોન ટોના મને બહુ ગમે,
મારી આશા પુરો મારી માયરે— બ્રહ્મચારી૦
માતા યમુના કરૂં હું તો વિનંતિ,
બ્રહ્મચારી વિના ન રહેવાયરે. બ્રહ્મચારી૦
હુંતો કિંકરી બ્રહ્મચારી તણી,
બ્રહ્મચારીની જય સદાયરે— બ્રહ્મચારી૦

---

**વર પરણીને ઘેર જાય ત્યારે કન્યા તરફથી ગાવાનું ગીત.**

એક આવ્યો હતો પરદેશી પોપટોરે,
એની રમતાં હતાં માંડવડા હેઠ,
ધુતારો આવી ધુતી ગયોરે.
એને મેલ્યાં છે માને મેલ્યાં બાપનેરે,
એને લીધાં છે સાસુજીના સાથ,
મેલીને ચાલ્યાં સાસરેરે.
એક આવ્યો હતો પરદેશી પોપટોરે;
એની રમતાં હતાં માંડવડાં હેઠ. ધુતારો૦

એને મેલ્યાં કાકીને મેલ્યા કાકાનેરે,
એને લીધા છે કાકાજીનો સાથ. મેલીને૦
એક આવ્યો હતો પરદેશી પોપટોરે,
એની રમતાં હતાં માંડવડા હેઠ. ધુતારો૦
એને મેલ્યા ભોજાઇ મેલ્યા ભાઇનેરે,
એને લીધા છે દેરાણીને સાથ. મેલીને૦
એક આવ્યો હતો પરદેશી પોપટોરે,
એની રમતાં હતાં માંડવડા હેઠ. ધુતારો૦
એને મેલ્યાં છે મામા મેલ્યાં મામીનેરે,
એને લીધા છે મામીજીના સાથ. મેલીને૦
એક આવ્યો હતો પરદેશી પોપટોરે,
એની રમતાં હતાં માંડવડા હેઠ. ધુતારો૦
એને મેલ્યાં છે બેન મેલ્યા બનેવીરે,
એને લીધા છે નણુદી કેરા સાથ. મેલીને૦
એક આવ્યો હતો પરદેશી પોપટોરે,
એની રમતાં હતાં માંડવડા હેઠ. ધુતારો૦
એને મેલ્યાં ફુઆ મેલ્યાં ફઇનેરે,
એને લીધા છે ફોઇજીના સાથ. મેલીને૦

---

## સાસરે વળાવતાં કન્યાનાં સાસરીયાંને.

( રાગ—સુરત ગઇતીરે સાંઢણી. )

કુંવરી મારીરે કુમળી,
રાખજો ફુલડાંની પેર, રાખજો ફુલડાંની પેર;

આજે તમ અંકે સોપતાં,
ઉરમાં વાગે છે તીર, ઉરમાં વાગે છે તીર.
કુંવરી મારી બહુ કુમળી૦
સોંજો એનાં નવ વિસરે,
ગુણની સુગંધી અપાર, ગુણની સુગંધી અપાર,
સુગંધો તમ ઘેર ફોરશે;
સિંચજો અમૃત ધાર, સિંચજો અમૃત ધાર,
કુંવરી મારી બહુ કુમળી૦
નજરોને નેહે સિંચજો,
એનાં તનમન સદાય, એનાં તનમન સદાય,
ખીલશે પુષ્પ શી ઉર કળી,
રહેશે પ્રફુલ્લિત કાય, રહેશે પ્રફુલ્લિત કાય,
કુંવરી મારી બહુ કુમળી૦
હૈયેથી દૂર કરી નથી,
એક ક્ષણ કોઇ દિન, એક ક્ષણ કોઇ દિન,
સ્નેહો મારાને એહના;
જાણે જળ અને મીન, જાણે જળ અને મીન કુંવરી૦
સુશીલ સર્વ છો અતિ ઘણાં.
એટલે લાગે નવ કંઇ, એટલે લાગે નવ કંઇ,
કુંવરી મારીને ગોઠશે૦
મુજને સંભારી કોઇ સમે,
ઓછું લાવે ના ઉર, ઓછું લાવે ના ઉર,

એવાં ઉર એ પર ઢોળજો;
સચવાય તનડાંનાં નૂર, સચવાય તનડાંનાં નૂર,
કુંવરી મારીને ગોઠશે૦
ગજુ ગણીને સેવા સોંપજો,
આવે નવ કંઈ વાંક, આવે નવ કંઈ વાંક;
કુંવરી મારીને ગોઠશે૦
ભોળી ભાળી છે ગાયશી,
મનની અતિશય રાંક, મનની અતિશય રાંક,
કુંવરી મારીને ગોઠશે૦
ડાહ્યાંને ઝાઝું શું કહીએ;
શાણાં સમજુ સદાય, શાણાં સમજુ સદાય.
સઘળું સમજે છે સાનમાં;
કિંકરી પ્રભુનાં થવાય, કિંકરી પ્રભુનાં થવાય,
કુંવરી મારીને ગોઠશે૦

---

## શ્રી યમુનાજીનાં ધોળ ને ગોચરોનાં ગીત.

( રાગ—ચાલો હું તો વૃંદાવનને ચોક. )

સજની જો આ રમણ રૂપાળું, શ્રી જમના શ્યામનું રે લોલ;
સામસામે બેઉ સ્વરૂપ ઉભાં જો, દર્શન કામનું રે લોલ.
પહેરાવે માળા પ્રભુજીને મા, કરમાંહે ધરી રે લોલ;
પ્રભુજી પ્રેમ ધરીને પહેરે, પ્રફુલ્લિત મન કરી રે લોલ.
માતા હસતાં મંદમંદ મીઠું કે, મોહક શ્યામને રે લોલ;
પ્રભુથી નવ નીરખાય એ મુખડું કે, રસના ધામને રે લોલ.

પ્રભુ નીરખે છે ભૂપર નીચે કે, માળા પહેરતાં રે લોલ;
વિચારે ઉંડું અતિ ઉરમાં કે, આંસુ ખેરતાં રે લોલ.
શાં શાં સુખડું દઉં દેવીને કે, કંઈ સુઝે નહિ રે લોલ;
કિંકર નિરખી અતિશય મહાલ્યો કે, ચિત્ત ચોંટયુ તહીં રે લોલ.

---

## ગરબી.

ગોરમા ઓ મુજ જમના માયકે સાંભળો વિનતિ રે લોલ;
આપ દયાળુ અતિ મુજ માત કે આપો પ્રભુ પતિ રે લોલ.

વ્રજની જેહ કુમારિકાઓ કે તે પર રીઝીયાં રે લોલ;
તેમને આપ્યા પ્રભુવર આપે કે કારજ સીધીયાં રે લોલ.

જેણે તમને પૂજ્યાં દયાળી કે કોડ પુરા થયા રે લોલ;
પુરો કોડ અમારા હરખે કે અમપર કરી દયા રે લોલ.

અમને એ વર આપો માત કે અમને બહુ ગમે રે લોલ;
રાત દિવસ મન ત્યાંય ભમે છે કે જીવ તેમાં રમે રે લોલ.

ઓ મા તમને લળી લળી હરખે, પાયે હું નમું રે લોલ;
કિંકરી ઉપર કરો દયા અતિ પ્રભુ સાથે રમું રે લોલ.

એ વર પર મને આવે વહાલ કે, બીજો ના ગમે રે લોલ;
એ વર જોડે મેળવો હાથ કે કરગરીએ અમે રે લોલ.

એ વરને ઇચ્છે બહુ મુજશી, પણ મને આપજો રે લોલ;
નહિ ભુલું ઉપકારો માત કે શિર કર સ્થાપજો રે લોલ.

---

( રાગ—ગોર ગોર કંસારાંરે વાગે. )

ગોર ગોર જોને જમના મા સજની,
એમના તીરે રાસ હરિ રમ્યા રજની— ગોર૦
એ રજની બેની શરદ પુનમની,
રમી રમીને અતિ થાકયાં સૌ રમણી— ગોર૦
પ્રભુજીએ હરખે જમુનામાં રમડયાં,
જળક્રીડા કીધીને થાકો ઉતાર્યા— ગોર૦
એરે રમણુમાંહે મહા રસ બેની,
છાપો ઉંડી મારા મન વિષે તેની— ગોર૦
ઓરતા એ પ્રભુના મને આવે,
મા કૃપા કરે તો તો ફાવે— ગોર૦
ખીલ્યાં કમળ શ્રીજમનાજીમાં ઝાંખો,
રમણ નિરખવા શ્રી જમનાજીની આંખો— ગોર૦
અનંત આંખો કરી મા રસ નિરખે,
નિરખી નિરખીને ઉરે આનંદ વરસે— ગોર૦
કૃપા કરો માજી અમ પર એવી,
રાસમાં રમીએ પ્રભુ સાથે તેવી— ગોર૦
કિંકરીઓના મા સો કોડ પુરો,
એકેય કોડ રહે ના અધુરો— ગોર૦
લળી લળીને માતા પાયેરે નમીએ,
આપને નમીએ તો પ્રભુજીને ગમીએ— ગોર૦

( રાગ—ચાલુ. )

ગોર ગોર ચાલો જમનાજી જઇએ,
જમનાજી જઇએ તો ધણીઆતાં થઇએ- ગોર૦
જમનાજી કર ઝાલી પ્રભુજી મિલાવે,
ભક્તોપર દયા અતિ એમને આવે- ગોર૦
લે આ કંકાવટી બેન કંકુવાળી,
કંકુના છાંટણે છાંટીએ રૂપાળી- ગોર૦
નામ જપો અને કંકુરે છાંટો,
એમના પૂજનનો છે મહિમા રે મોટો- ગોર.
લો આ ફૂલો અને અક્ષત રૂડા,
વધાવો હરખે ધરી પ્રેમ ઝુંડા- ગોર૦
અલૌકિક સૌભાગ્ય આપે એ માતા,
પરણે પ્રભુ પોત મહારસ માતા- ગોર૦
પ્રભુવર મળતાં ઝટ ભવસાગર તરીઓ,
આનંદ સદા સદા પ્રભુ સાથે કરીએ- ગોર૦
કિંકરીઓની અભિલાષા એવી,
પૂરે જમના મા તો લહેર પડે કેવી. ગોર૦

---

## સ્તુતિ.

( રાગ—ચાલી હું તો વૃંદાવનને ચોકકે ચાલી મહી વેચવારે લોલ. )

સજની જોને શ્રીયમુના માય કે અમી અતિ આંખમાંરે લોલ.
દષ્ટિ પડે તે નિર્ગુણ થાય કે પેસે પ્રભુ પાંખમાંરે લોલ.
મુખપર જો આનંદની લહેરો કે કેવી ઉછળેરે લોલ.

ભક્તો પાન કરે એ રસનું કે નીરખી પળે પળેરે લોલ.
મોંઘેરાં ઘેરાં એ માત કે દર્શન ના મળેરે લોલ.
હોય હરિની કૃપા પુરણ તો સહેજે એ ફળેરે લોલ.
તેજો મુખડા પરનાં જો સખિ ઉજ્વળ સાગરોરે લોલ.
ગટકે ગટકે પીઓ રસિકડાં ભવસાગર તરોરે લોલ.
કિંકરનો એ મા પર મોહકે એ ઉર ઉતર્યો રે લોલ.
ભયો ભવનો એ થયો ઓશિયાળો કે કરજોડી કરગરેરે લોલ.

---

( રાગ—ચાલી હું તો વૃંદાવનને ચોક કે ચાલી મહી વેચવારે લોલ )
શ્રીજમનામા તમે અતિ રૂપાળાં કે પ્રભુશાં સામળાંરે લોલ.
તમને નીરખી મોહજ થાય શાં તેજો આવડાંરે લોલ.
દીધાં પ્રભુજીએ રૂપ રૂડેરાં કે એમ લાગે મનેરે લોલ.
આઠ સિદ્ધિનાં દાન કર્યાં મા પ્રભુજીએ આપનેરે લોલ.
આપ અધિષ્ટાતા સિદ્ધિનાં કે ઓ મુજ માવડીરે લોલ.
સંયોગ સુખ માટે પ્રભુ તીરે ચારે ગાવડીરે લોલ.
અલૌકિક આઠ સિદ્ધિઓ મોંઘી આપો ભક્તનેરે લોલ.
માતા તમશાં કોણ દયાળુ કે ચાહો ભક્તનેરે લોલ.
શણગાર દીસે રૂડા રૂપાળા પ્રભુશા મીઠડારે લોલ.
એમાં ભેદો રસિક ઉંડેરા ઓ મા દીઠડારે લોલ.
અદલ બદલ કંઇ રૂપ કર્યાં મા એમ લાગે ખરેરે લોલ.
કિંકર નિરખી બહુ મલકાય કે, આનંદમાં ફરેરે લોલ.
આનંદ આનંદ નિર્ગુણ સઘળે ઓ મા વેરજોરે લોલ,
ભક્તાનું છે ભોજન એ મા પાસે લહેર જોરે લોલ.

---

ગોર ગોર આપણાં શ્રીજમના મા;
એ માને પૂજીને પ્રભુને વહાલી થા.
એમની પૂજા કર્યે પ્રભુજી રીઝે;
રીઝી પ્રીતમ વર વરદાન દીએ—ગોર....
જમના મા ગોર તો અતિશે દયાળુ;
એમની કૃપા વિષે મહાફળ ભાળુ—ગોર....
આપણા પ્રભુજીના મારગરે મોંઘા,
જમના માતાજીની કૃપાએ સોંઘા—ગોર....
અક્ષત પુષ્પે વધાવીએ બેની,
નામ સ્મરણ કરીએ દિનરેણી—ગોર....
કિંકરીઓ પર પ્રેમ એ રાખે,
એમની કૃપાએ ભક્તો હરિરસ ચાખે—ગોર....

---

( રાગ—વધાવાનો. )

ઓ સજની ચાલો શ્રી જમનાજીને પૂજીએ;
એ તો વિધાતા આપણાં કહેવાયરે, ભાગ્યનો ઉદય થાયરે-
ઓ સજની મારી ચાલો શ્રી જમનાજીને પૂજીએ.
બીજા લોકોના લેખો બ્રહ્માજી લખે;
આપણા લેખો શ્રીજમનામાને કરેરે, પ્રભુજી મળે વરેરે-ઓ૦
આપણે દેવી દેવોરે દુનિયા તણા,
દેવી સૃષ્ટિના વિધાતા એ માતરે, વહાલાં હરિને સાક્ષાતરે-ઓ૦
એમણે વ્રજની કુંવરીઓના લેખો લખ્યા,
પરણ્યાં એ લેખે સર્વે શ્રીવ્રજરાયરે, દયાળુ એવાં માયરે-ઓ૦

આપણે બનીએ દિકરીઓ એ માતનાં,
તો તો મનના મનોરથ પુરા થાયરે, ગોકુલચંદ્ર કર સ્હાયરે—એ૦

## ધોળ.

( રાગ—મારે સોના સમોરે સુરજ ઉગીયો. )

સજની જોને અંકુર રૂડા ઉઠીઆ,
એ તો પ્રેમના ફુટયા છે અંકુર—સજની....
એરે અંકુરે જમના માને પૂજીએ,
પ્રેમ ભૂખ્યાં એ રસિલાં મુજ માત—સજની....
જોને અંકુરો પવને ઝુલી રહ્યા,
એમને પૂજાવા હરખે એ સાક્ષાત—સજની....
પાત્રો જવારાનાં તે ઉર આપણાં,
એરે ઉરમાં પ્રભુ પ્રેમોની ઉગ—સજની....
રસ મળતાં મા અંકુરો ઉગી ગયા,
એવા અંકુરો ઉગો જુગે જુગ—સજની....
એરે અંકુરો ઇશ્વર અંગીકારશો,
દિકરીઓના પુરાશે એથી કોડ—સજની....

## શ્રી વલ્લભકુળની વધાઇ ગરબી.

(રાગ—ગરબે રમવાને ગોરી નીસર્યાંરે લોલ. )

ઉતર્યાં વલ્લભકુળ અવનીમાંરે લોલ,
પ્રભુજીના પ્રેમના પ્રકાશ-બ્રહ્મચારિણીરે લોલ-
ઉતર્યાં વલ્લભ કુળ અવનીમાંરે લોલ.

મહીનાં મંડાણ લાંબા કાળનાંરે લોલ;
કુળો છે ત્રણજ ઉજાસ—બ્રહ્મચારિણીરે લોલ—ઉતર્યા વલ્લભ કુળ૦

રઘુકુળે તે રામ દીપતારે લોલ,
ધર્મે દીપ્યાં એ સ્વરૂપ—બ્રહ્મચારિણીરે લોલ—ઉતર્યા વલ્લભ૦

યદુકુળે તે કૃષ્ણ કુદતારે લોલ,
પૂર્ણ પ્રભુ છે રસભૂપ—બ્રહ્મચારિણીરે લોલ—ઉતર્યા વલ્લભ૦

ત્રીજાં વલ્લભ કુળ રસ ભર્યાંરે લોલ,
ભૂતળમાં કરે રસ રેલ—બ્રહ્મચારિણીરે લોલ—ઉતર્યા વલ્લભ૦

કલ્પતરૂશાં કુળ શોભતાંરે લોલ,
છાંયડીએ દૈવીના ખેલ—બ્રહ્મચારિણીરે લોલ—ઉતર્યા વલ્લભ૦

વિશ્વે વેરે છે રસ ફુલડાંરે લોલ,
પ્રેમયોગી સૂંઘે સુવાસ—બ્રહ્મચારિણીરે લોલ—ઉતર્યા વલ્લભ૦

કિંકરી સુવાસ સદા સૂંઘતીરે લોલ,
અણમોલા અમૃત સુવાસ—બ્રહ્મચારિણીરે લોલ—ઉતર્યા વલ્લભ૦

---

## પ્રભુ જાદુગર.

( આવોને અલબેલા વહાલા એ—રાગ )

આવોને ઓ સજના મારી, આરૂડી કોઈ ઉભોરે,
કાંતિ દીસે અતિ કરુણાળુ, જણાય રસનો કુંપોરે.
સજની ના ના જઈશ ત્યાં તું, જાદુગર એ મોટોરે.
જાદુ માંહે એની બરાબર નથી જગતમાં જોટોરે.

એ સજની જે ફસાય એમાં ફરી કદી ના છુટેરે,
છોડે નવ લોભી જાદુગર, સર્વસ્વ તેનું લુટેરે.
તેથી સૈ આ જગના લોકો, નાસે એથી દૂરરે,
ના જઇશ ના જઇશ એ સજની, એ પોતે છે ક્રૂરરે.
પ્રેમજાળમાં રૂંધી સજની, ખોરાકેય નહિ આપેરે,
નાશી જાશે તરછોડીને, પ્રાણ જશે વિલાપેરે.
ગોવર્ધન ડુગ ડુગી લઇને, જો ઉભો છે કેવારે;
ઉંચા હાથે સદા વગાડે, ફસાય એના જેવોરે.
ડુગડુગીનો સ્વર સુણતાંમાં કિંકરી થઇ ગઇ ઘેલીરે,
જાદુગરના જાદુમાંહે, ફસાઇ સૌથી પહેલીરે.

---

## રસની તરસ.

( રાગ—શ્રીવલ્લભ કુળના રસિયા વહાલા શ્રીગોવર્ધનધારીરે. )

શ્રીવલ્લભ રસની તરસી હું તો શ્રીવલ્લભ રસ શોધુંરે.
ખબર હોય તો બતાવ સજની ચિતડું ત્યાં નિરોધુંરે.
વલ્લભ રસ એ અમૃત રસ છે, સૈ રસથી મહા મીઠોરે.
ચૌદ ભુવનમાં મધુર રસમેં એવો કંઇ ના દીઠોરે.
રસિક ભક્તો પાસે સજની, રસ સાગર ઉભરાય છે.
ઉર સાગરમાં મહારસ ભરીયો, પીતાં નવ ધરાયરે.
રસિક શ્રી વલ્લભ ભક્ત ઉરમાં લીલા રસમાં મહાલેરે.
જો એવાનો સંગ કરીએ તો, સિંચે વહાલે વહાલેરે.
ખાસ રસાત્મક સ્વરૂપ પ્રભુનું એવાં ઉરમાં રાચેરે.
કિંકરી એવા રસિક જનોથી શ્રીવલ્લભમાં નાચેરે.

---

## શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદ.

( રાગ—ધન ધનરે ગંગાને તુળસી બાળ કુંવારા )

નજરે ને નજરે સઘળે પ્રભુજી હુ વીણું,
અમૃત આંખડીએ નિરખી ઝીણું, ઓ સજની—નજરે ને નજરે....
જ્યાં ને જ્યાં જોઉં ત્યાં ત્યાં પ્રભુજી બિરાજે;
જગમાંહે સઘળે રૂડાં પ્રભુજીનાં રાજ—સજની—નજરે ને નજરે....
સૃષ્ટિમાં સઘળે પ્રભુજી તેથી જગ સાચું,
મન મુકી લ્હેરે નિરખી નાચું—ઓ સજની—નજરે ને નજરે....
સઘળાં જળમાંહે પ્રભુના જળના વિહારો,
દિવ્ય સ્વરૂપે રમે પ્યારો—ઓ સજની—નજરે ને નજરે....
સ્થળ સ્થળમાંહે મારા પ્રભુજીના રાસો,
ટગર ટગર જો તું તમાસો—ઓ સજની—નજરે ને નજરે....
વૃક્ષો ને વેલી મારા પ્રભુજીની કુંજો,
કિંકરીઓ સાથે ઉડે રસપુંજો—ઓ સજની—નજરે ને નજરે....

---

( રાગ—શ્રીવલ્લભ કુળના રસીયા વહાલા )

શ્રીવલ્લભ રસની તરસી હું તો એ રસ માટે તલસુંરે.
જો કંઇ હોય તો બતાવ સજની એ રસમાંહે ગળશુંરે.
શ્રીવલ્લભના વ્યસની ભક્તો તેઓમાં રસ મહાલેરે.
રોમરોમમાં ભર્યો અધિક રસ પીશું વહાલે વહાલેરે.
કેવા હોય એ ભક્તો સજની કહોને લક્ષણ તેનાંરે.
શોધીને હું પીઉં વલ્લભરસ ઠરે રસિલાં નેનાંરે.

કિંકરીને તું કંઇક નિશાની બતાવ મારી બેનીરે.
ઉપકાર તારો કદી ન ભુલું શોધ કરૂં હું તેનીરે.

---

## તાદૃશી ભક્ત.

( શ્રી વલ્લભકુળના રસિયા વહાલા-રાગ. )

સાંભળને તું સજની શાણી વલ્લભ રસ નિસાન રે;
એવા ભક્તોના સત્સંગ સદાય ધરજે તાન રે.
દીનતાના સાગર ઉર માંહે ભર્યા હોય અપાર રે.
સહન શીલતા ભૂમિ સરખી ગમ ખાય વારંવાર રે.
દુઃખ દે તેનું દરદ મટાડે ફળ આપે જેમ ઝાડ રે.
ફુલડાં જેવી વાણી વરસે મુખડેથી નિરધાર રે.
અમૃત શી આંખલડી એની સઘળે અમૃત સીંચે રે.
નિરખે તેને ન્યાલ કરી દે તરત પ્રભુમાં ખેંચે રે.
શ્રીવલ્લભનું નામજ સુણતાં રોમ રોમ ફુલાય રે.
શ્રીમહાપ્રભુ વણ અન્ય ન રૂચે એવી સ્થિતિ થાય રે.
શ્રીવલ્લભનું નામજ સુણતાં વરસે આંસુ ધાર રે.
થર થર કંપે કાય રસિકની શ્રીવલ્લભશું યાર રે.
નિ:સાધન ને નિર્વિકારી શ્રીવલ્લભ આધાર રે.
લોક વેદની ખબર મળેના પ્રીતિ ન ત્યાં તલભાર રે.
હાય ! હાય ! કેરીજ વરાળો વાદળ શી ચોપાસ રે.
રોમ રોમમાં વિરહાગ્નિનો સદાય રહેતો વાસ રે.
એવા રસિયા ભકત અંગમાં સઘળે પ્રભુનાં રાજ રે.
એવા ભક્તો કિંકર કેરા શિર ઉપરના તાજ રે.

---

( રાગ—ધન ધનરે ગંગા ને તુળસી બાળ કુંવારા. )

શબ્દે ને શબ્દે હું તો પ્રભુરસ પીતી,
  શુદ્ધ અદ્વૈત કેરી રીતિ આ સજની—શબ્દે
શબ્દ એ તો રે સજની બ્રહ્મ કહેવાયે,
  શબ્દ બ્રહ્મના સઘળા અવાજો થાય—સજની—શબ્દે.
ગાળો દે કોઇ તે તો ભજનો હરિનાં,
  લાયકાતો હોય તેવી વાણી વદાય—સજની—શબ્દે.
ગોળને ખાંડ ગળપણ કદીએ ના છોડે,
  મરીયાં ને મરચાં તીખાં મોઢું મરોડે—સજની.
સ્વાદ રસિકને બેઉ સરખાં છે વહાલાં,
  શબ્દ રસિકને એવાં વાણીનાં પ્યાલાં—સજની.
  રસિકો સર્વેમાંથી રસ રસ પીએ,
કિંકરીઓ પ્રભુજીની કોઇથી ના બીએ—સજની.

---

( રાગ—ગુજરાતની માલણુ આવીરે. )

વ્રજ ભૂમિની જોષણુ આવી રે;
એને હથેળી હરખે બતાવી રે.
રાસ રમણુનાં સ્થળ હથેલી રે;
એજ હથેલીમાં આનદની હેલી રે.
રાસ વિહારી એનો અંગુઠડો;
રમે રાસ સદા એવો છે વડો.

ચાર આંગળીઓ એ તો કુમારિકાઓ;
રમે બ્રહ્મ સાથે બ્રહ્મચારિણીઓ.

અંગુઠા પાસે છે તે તો શ્રીસ્વામિની;
તેમની પાસે રસિલાં ચંદ્રાવળિ.
વળી ત્રીજાં શ્રી યમુનાજી રસ ભર્યા
છેલ્લા લલિતાજી આવી રાસે ઠર્યા.

ચાર આંગળીઓ ચારેય યૂથપતિ.
એમની સહાયે રાસ વિષે રતિ.
માટે આવી વસ્યાં બેનને કરે;
ધન્ય કિંકરી સદા હરિમાં ફરે.

---

## સ્વદેશી વ્રત.

સ્વદેશીની શિક્ષા, છે ધર્મ તણી એ રક્ષા,
મારી બેની સ્વદેશી ધર્મો પાળજો.
ભ્રષ્ટ બંધુ પરદેશી, છે આર્યધર્મનું દ્વેષી—મારી બેની૦
પરદેશી જે સાબુ, છોડી દ્યો એનો કાબુ—મારી બેની૦
ચરબી આવે છે એમાં, છે અભડાવાનું એમાં—મારી બેની૦
પરદેશીજ દવાઓ, એ પીધે ભ્રષ્ટ થવાએ—મારી બેની૦
અડતાંમાં અભડાઈએ, એ પીવાએ કેમ મોંએ—મારી બેની૦
ખાંડ પરદેશી નવ ખાવી, એ ધર્મ તણી છે ચાવી—મારી બેની૦
ખાધાથી મન બગડશે, ધર્મોથી ચિતડાં ચળશે—મારી બેની૦

ગાયો કેરાં હાડો, માંય આવે પહાડે પહાડો—મારી બેની૦
વિદેશી વસ્ત્રો ધરશો (તો) પ્રભુના ગુના કરશો—મારી બેની૦
આવે એમાં ચરબી, એ પહેરે થાય ખરાબી—મારી બેની૦
ચરબીને જો અડીએ, તો પાપમાંહે પડીએ—મારી બેની૦
રૂપોને ના મ્હોવું, ધર્મોની સામે જોવું—મારી બેની૦
નવરાશે રેંટીઆ કાંતો, રાખીને મનમાં ખાંતો—મારી બેની૦
પુણ્ય તણાં જે કામો, એનાથી રીઝે રામો—મારી બેની૦
કામો કરતાં જાજો, પ્રભુજીને ખૂબ ચહાજો—મારી બેની૦
પ્રભુજીને ના ભૂલો, ભૂલ્યે દુઃખડાંમાં ડુલો—મારી બેની૦
છે જીવતરનું ફળ એક, ભક્તિનો રાખો ટેક—મારી બેની૦
પ્રાણો ભલેને જાયે, અધર્મી કેમ થવાયે—મારી બેની૦
કિંકર સ્વામીનાં થાજો, ધરજો દેશોની દાઝો—મારી બેની૦

---

## રાધિકાનું સ્વપ્ન.

### ધોળ.

માતાજીરે આજ આનંદ મારી અંગેરે,
શ્રીકૃષ્ણ પરણ્યા મારી સંગેરે. ટેક.

માતાજીરે આજ સ્વપ્નામાં મેં એવું દીઠુંરે,
અમૃતથી લાગે મુજને મીઠુંરે. આ૦ ૧

માતાજીરે જાણે વૃષભાનજી મુજ તાતેરે,
બ્રાહ્મણ મોકલીયો પરભાતેરે. આ૦ ૨

માતાજીરે જાણે મુજ વિવાહ નંદઘેર કીધોરે,

મેં જાણે નંદકુંવર માગી લીધોરે. આ૦ ૩

માતાજીરે રૂપવંતો ગુણવંતો નરખીરે,

પાઘ બંધાવી તમે હું હરખીરે. આ૦ ૪

માતાજીરે તમે તે જાણે જમાઇ તેડયો જમવારે,

હું દેખી લજવાણી ગઈ રમવારે. આ૦ ૫

માતાજીરે જાણે મુને તેડી જશોદા સાસુરે,

વસંત ચઢાવ્યું વિધિએ ખાસુંરે. આ૦ ૬

માતાજીરે તમે જાણે લગન મારાં લીધાંરે,

સગાં સંબંધી ભેળાં કીધાંરે. આ૦ ૭

માતાજીરે બારણિયે તોરણ બંધાયરે.

માનુની મંગળ ગાયરે. આ૦ ૮

માતાજીરે બેઉને પીઠી ચઢાવેરે,

લાડકા લાડુ સર્વે લાવેરે. આ૦ ૯

માતાજીરે જાણે નટવર ચઢિયા વરઘોડેરે,

આવીને ઉભા તારે દોડેરે. આ૦ ૧૦

માતાજીરે તમે પોંખી પધરાવ્યા પ્રીતેરે,

માંડવડો શોભ્યો રૂડી રીતેરે. આ૦ ૧૧

માતાજીરે મને જાણે મામાએ પધરાવીરે,

મેં જાણ્યું માંયરામાં હું આવીરે. આ૦ ૧૨

માતાજીરે વાજાં વાગે દ્વિજ ભણતા જાયરે,

જાણે માનુનીઓ મંગળ ગાયરે. આ૦ ૧૩

માતાજીરે તમો જાણે કન્યાદાન દીધુંરે,
હરિ મુજ કર સાહ્યો કારજ સિધ્યુંરે. આ૦ ૧૪
માતાજીરે જાણે અમે મંગળ ફેરા ફરીયાંરે,
પાલવ ગાંઠણુ કરીયાંરે. આ૦ ૧૫
માતાજીરે કંથે કંસાર જમાડયો રીતેરે,
મેં પણ જગાડયા પ્રભુને પ્રીતરે. આ૦ ૧૬
માતાજીરે જાણે જુવતી જન ચારે વધાવ્યાંરે,
અમો બંને ગોત્રજ નમવા આવ્યાંરે. આ૦ ૧૭
માતાજીરે જાણે વૃષભાનજી મુજ તાતેરે,
પહેરામણી આપી ભલી ભાતેરે. આ૦ ૧૮
માતાજીરે તમે સરવે કુળની રીત કરાવીરે,
મુજને સાસરિયે વળાવીરે. આ૦ ૧૯
માતાજીરે જઇ હું જશોદાને પાયે લાગીરે,
એટલે હું ઝબકીને જાગીરે. આ૦ ૨૦
માતાજીરે એવું સ્વપ્ન મને આવ્યુંરે,
જેવું મેં તુજને સંભળાવ્યુંરે. આ૦ ૨૧
માતાજીરે રાધા હૃદયે ચાંપી એમ બોલ્યાંરે,
હારદ હૈયાનું સમજી ડોલ્યાંરે. આ૦ ૨૨
લાડકડી તુજને પરણાવીશ હું રંગેરે,
વ્રજલાડીલાની સંગેરે. આ૦ ૨૩
લાડકડી તારૂં સ્વપ્ન જે કોઇ ગાશેરે,
દયાનો પ્રીતમ તેનો પતિ થાશેરે. આ૦ ૨૪

## બ્રિજવાસણીનો ગરબો.

ગરબે રમવાને ગોરી નિસર્યાંરે લોલ,
રાધિકા રંગિલી જેનું નામ અભિરામ બ્રિજ વાસણીરે લોલ.
તાળી દેતાં વાગે ઝાંઝર ઝુમખાંરે લોલ. ૧
સંગે સાહેલી બીજી છે ઘણીરે લોલ,
કાંઇ એક કહું તેનાં નામ બ્રિજવાસણીરે લોલ;
તાળી દેતાં વાગે ઝાંઝર ઝુમખાંરે લોલ.
ગિડ્ ગિડ્ તોમ્ છુમ છુમ્ છુમ્ વાગે ઘુઘરારે લોલ.તાળી૦ ૨
ચંદ્રભાગા ને ચંદ્રાવલિ રે લોલ,
ચંપકલતા છે ચાર રૂપ; બ્રિજ૦ તાળી૦
લલિતા વિશાખા વ્રજમંગળારે લોલ,
માધવી ને માલતી અનુપ. બ્રિજ૦ તાળી૦ ૩
મન્મથમોદા ને મન આતુરી રે લોલ,
હંસા હર્ષા ને હીરા નામ; બ્રિજ૦ તાળી૦
કેતકી પ્રગલ્ભા પ્રેમમંજરી રે લોલ,
એ આઠે સખી સૌ સુખધામ. બ્રિજ૦ તાળી૦ ૪
વિવિધનાં વાજીંત્ર વાજે છંદમાં રે લોલ,
તાલ સ્વરે મળી કરે ગાન, બ્રિજ૦ તાળી૦
લોલ કહેતાં અરૂણ અધર ઓપતારે લોલ
લટકે નમી મેળવે સહુ તાન. બ્રિજ૦ તાળી૦ ૫

ખેલ મચ્યો તે વૃંદાવનમાં રે લોલ,
બંસીબટ ચોક રસરૂપ; વ્રિજ૦ તાળી૦
ગરબો જોવાને ગિરધર આવિયા રે લોલ,
મોહ્યા જોઈ શ્યામાનું સ્વરૂપ. વ્રિજ૦ તાળી૦ ૬
તે પ્રમાણે મોહ્યાં સામાં સ્વામિની રે લોલ,
વ્યાપ્યો બેઉ અંગમાં અનંગ; વ્રિજ૦ તાળી૦
લલિતા લઈ મેળવ્યાં નિકુંજમાં રે લોલ,
રસભર્યાં રમાડ્યાં રતિરંગ. વ્રિજ૦ તાળી૦ ૭
આનંદસાગર તાંહાં ઊછળ્યો રે લોલ,
મગન થયાં લાડલી ને લાલ, વ્રિજ૦ તાળી૦
પરમ પવિત્ર એ ચરિત્રનેરે લોલ,
દાસ દયો ગાઇ થયો નિહાલ. વ્રિજ૦ તાળી૦ ૮



૧ લગ્ન એ યજ્ઞ છે, એ યજ્ઞમાં કન્યા વરને અને વર કન્યાને સર્વાર્પણ કરે છે.

૨ લગ્ન એટલે પતિપત્નીના આત્મપ્રેમનો સંબંધ.

૩ લગ્ન એટલે પતિપત્નીનાં જીવનધર્મવ્રતની શરૂઆત.

૪ લગ્ન એટલે પતિપત્નીનો ગૃહરાજ્યની ગાદી પર રાજ્યાભિષેક.

૫ લગ્ન એટલે દમ્પતીનાં પૂર્વનાં લેણદેણનાં પ્રકટ જોડાણ.

૬ લગ્ન એટલે પતિપત્નીનાં સ્નેહસંમેલન.

૭ લગ્ન એટલે પતિપત્નીની પ્રેમપ્રતિજ્ઞા.

૮ લગ્ન એટલે પતિપત્નીના યુગોયુગના ધર્મસંબંધ.

૯ લગ્ન સમયની દિવ્યતાનાં ગાન એજ લગ્નગીત.

દીનકિંકર.